नवीन ५४३१

# ललीता दुःखदर्शक नाटक.

કોઇ વખત પ્રગટ નહી થયેલું

રચીને પ્રસીદ્ધ કરનાર.

બુકસેલર ભગવાનદાસ દેવશીભાઈ

મુ. નીગાળા સ્ટેશન.

આવૃતી ૧ પ્રત ૧૫૦૦

સને ૧૮૯૪ સંવત ૧૯૫૦

AHMEDABAD.

WISHWESWAR PRESS.



કીમત રૂ ૦—૧૦—૦

# પાત્રો.

**સુત્રધાર**—ખેલ ભજવી બતાવનાર.
**નટી**—તેની સ્ત્રી.
**જીવરાજ**—ચંપા નગરીનો શેઠ.
**કમળા**—તેની સ્ત્રી.
**લલીતા**—તેની પુત્રી.
**પ્રભાવતી**—તેની સખી.
**શાંન્તીરામ**—જીવરાજ શેઠનો કુળ ગોર.
**પંથીરામ**—જીવરાજ શેઠનો વિશ્વાસુ બ્રાહ્મણ.
**દંભરાજ**—સ્નેહપુરનો શેઠ.
**કર્કશા**—તેની સ્ત્રી.
**નંદન**—તેનો પુત્ર.
**કુબ્જા**—તેની પુત્રી।
**બુધ્ધીબળ**—દંભરાજનો મીત્ર.
**ગુલાબ**—તેની સ્ત્રી.
**છળદાશ**—તેનો મીત્ર.
**પ્રીયવંદા**—સ્નેહપુરની ગણીકા.
**દાસી**—તેની.
**કઠોરસીંહ**—છળનો કપટી મીત્ર.
**કામાંધસીંહ**—પર્વતપુરીનો રાજા.
**રત્નો**—છળદાસને બાતમી લાવી આપનાર ચાકર,
**ચંદ્રાવળી**—કનકાપુરીની ગણીકાની બેન.
**અભયસીંહ**—ચંપાનગરીનો રાજા.
**સુર્યસીંહ**—તેમનો પૂત્ર લલીતાને બચાવનાર.
**પાર્વતી**—પંથીરામની સ્ત્રી.
**મથુર ને મોહન**—તેનો પુત્ર.

સીપાઈ, ખારવાઓ, નાગરીકજનો ઈત્યાદી.

૫૮૩૧

નવીન

# લલીતા દુખદર્શક નાટક.



## પ્રવેશ ૧ લો,

સુત્રધાર—(પ્રવેશ કરી) આર્ય સદગ્રહસ્થો આજે આપ ખેલ જોઇ મનરંજન કરવા માટે પધાર્યા છો તો એકાગ્ર ચીતે શ્રવણ કરશો નાટકકળા કરવાનું મુળ કારણ એજ કે આપણા આર્ય. બન્ધુઓની પડતી સ્થીતી જોઇ મારૂં ચીત્ત બહુ શોકાયમાન થયું હીંદને અસલ પાયરીએ પહોચાડવા મારૂં મન ઘણું લોભાણું તેવામાં નીગાળા નીવાસી ભગવાનદાસ કૃત્ય આ લઘુ ઉપદેશક ગ્રન્થ વાંચવામાં આવ્યો તે ઉપરથી પાત્રોની ગોઠવણી કરી હીંદના હીતેચ્છુ તરીકે નીકળી પડયોછું આ ઉપરથી સુબોધનુ ગ્રહણ કરી મારા આર્યભાઇઓ સુધારાના સારથી થઇ પડે એવી નીરંતર આશા રાખું પરમકૃપાળુ જગતનીયંતા મારી મનોવ્રતી સફળ કરશે આ ખેલની નાયક મહાન સતી નવીન લલીતાનો સબંધ એક ઉચા કુળના વ્યભીચારી ગુમાર માણુસ સાથે થવાથી તેને કેવું કષ્ટ સહન કરવું પડયુ તે આ ઉપરથી સેહેજ જણાઇ આવશે પોતાના પતિવૃતા ધર્મના રક્ષણને કાજે કેવી કેવી મુસીબતો વેઠી પોતાના વહાલા પ્રાણુનીપણુ દરકાર ન કરતાં જોખમ ભરેલાં સંકટોમાં ઉતરી પડી પોતાની મનોવૃતી સફળ કરી. તેનો આબેહુબ ચીતાર આ ઉપરથી જણાશે માટે ચીત્તને સ્થીર કરી શ્રવણ કરવા બરાબર લક્ષ આપશો એવી મારી નમૃતા પુર્વક વીગ્નપતી છે [નટી પ્રત્યે) પ્રાણુ પ્રીયા ઉપરની બીનાનો સત્યરૂપી દેખાવ આર્ય સભાજનોને આપવાનો છે તો તેમાં કાંઇપણુ વીઘન ન લાવતાં પરમ દયાળુ પાર ઉતારે માટે તેમની સ્તુતી કરવા આકાંક્ષા રાખુંછું.

નટી—જેવી પ્રાણુનાથની આજ્ઞા.

સુત્રધાર—
નટી—
મારા ભાગ્ય તણો નહીં પાર.
આજે આનંદનો નહીં પાર, ઇશ્વર અકળ ગતી તારી,
દ્વારકામાં આપ બીરાજો; સૌના સરજનહાર;
તમ લીલાનો પાર ન આવે, વરણવું શું વીસ્તાર. આજે.
દ્રૌપદીની લજા રાખી, નરસૈને આપ્યો હાર;
હીરણ્યાકંશને હાથે માર્યો, ઉગાર્યો પ્રેહેલાદ. આજે.
પાંચ પાંડવની પ્રતીમા પાળી, કૌરવનો સંહાર;
સગાળશાનું સત્ય સાચવ્યું. ખરે ખાંડાની ધાર. આજે
એનેક સંતની શેવા બજાવી, સૌની પુરી આશ;
કરજોડીને કરે વીનંતી, ભગવાન તમારો દાસ. આજે.



## પ્રવેશ ૨ જો.

**સ્થળ—જીવરાજ શેઠની ચંપાનગરીમાં હવેલી.**

પાત્ર—જીવરાજ કમળા શીપાઇ અને પાછળથી સાંન્તીરામ ગોર.

જીવરાજ—પ્રાણપ્રીયા આપણી ઉમર પચાસ વર્ષની થવા આવી તદાપી પુલ રત્ન પ્રાપ્ત થયું નથી. તેથી મારૂ મન ઘણું ચીંતાતુર રહયા કરે છે કેમકે પુત્ર વીનાનો જન્મ વૃથા છે અપુત્રવાળાનો સ્વર્ગમાં પણ સમાસ થતો નથી આપણે પુર્વ ભવે અથાગ પાપ કરેલાં તેથી પુત્ર વિનાની સ્થીતી ભોગવવી પડે છે ઇશ્વર અમારા અપરાધ ક્ષમા કર ક્ષમા કર,

[અશ્રુપાત કરે છે]

કમળા—પ્રાણનાથ આપ એકાએક ચીતને વ્યગ્ર કરી નાંખવું એ આપને ઘટીત નથી. વીધીના લેખ કદી ફરવાના નથી માટે તેમાં કાંઇપણ શોક કરવો નહીં પરમકૃપાળું સૃષ્ટી નીયંતા એ આપણને જે પુત્રી આપી છે તેને સારે ઠેકાણે પરણાવી લહાવો લઇએ તો આપણો અવતાર અંશ માત્ર પણ સફળ થાય.

જીવરાજ—પ્યારી તારૂં કહેવું વાસ્તવીક છે. ઇસ્વરે જેમ ધાર્યું હશે

તેમજ થશે. માટે લલીતાની ઉમર ૧૩ વરસની થવા આવી છે તો સારૂં ઊંચા કુળનું ઘર તથા તેને મળતા સ્વભાવનો વર ગોતવા માટે આપણા કુળગોર શાંન્તીરામને મોકલીએ તો ઠીક કે નહીં.

કમળા—મારા નયન વીલાસ હવે વીલંબ કરવાનો વખત નથી. માટે "કર્યું તે કામ" તેથી જે ગોરને મોકલવા આપે વીચાર ધારેલો છે તેને સમક્ષ બોલાવા માટે સીપાઇને ફરમાવો.

જીવરાજ—(શીપાઈ પ્રત્યે.) આપણા કુળગોર સાંન્તીરામને બોલાવી લાવો.

શીપાઇ—જેવી શેઠ સાહેબની આજ્ઞા. (શાંન્તીરામ ગોરને તેડી લાવી હાજર કરે છે)

સાંન્તીરામ—જીવરાજ શેઠ હું આપને આશીર્વાદ આપુંછું.

જીવરાજ—મહારાજ પાય લાગીએ. આપને અત્રે બોલાવવાનું ફક્ત એટલુંજ કારણ છે કે લલીતા બેન બાર તેર વરસની થઇ છે તો કુળની રીતી મુજબ નામીચુ વર જોઇ સગપણ કરવા તમને મોકલવાનો વીચાર કર્યો છે જીભ ને દાંત ભળાવવા પડેજ નહીં માટે જેમ તમારી નજરમાં સારૂં લાગે તેમ ખુશીથી કરજો.

શાંન્તીરામ—બહુ સારૂં શેઠ સાહેબ તેમ કરવાને તૈયાર છઉ પણ વાટ ખરચીને માટે રૂપીઆ બસેં જોઈશે તે આપો.

જીવરાજ—બહુ સારૂં મુન્યમ પાસેથી લઇ વેળાસર વીદાય થાઓ.

(ડ્રોપસીન પડે છે)



## પ્રવેશ ૩ જો.

### (સ્થળ) જીવરાજ શેઠની ફુલવાડી.

પાત્ર—લલીતા–દાસી–પાછળથી પ્રભાવતી.

### લાવણી.

લલીતા— ભરજોબન મદમાતી; જુવાની મારી;

ચંપાએ બીડી બાથ, કેતકી ભારી.
ભમર કરે ગુંજાર, અતીશે આંહી;
આલતા વૃક્ષની સાથ, કેવી લપટાઈ.
જોઇ ચંપો નાગરવેલ, દીલતો દાજે;
સજોડ મળી છે સર્વ, હેતથી આજે.
આ વૃક્ષ પ્રમાણે ઇશ, જોડ મુજ દેજે;
અબળા કેરી આ અર્જ, અંતરમાં લેજે.

દાસી—બાઇ સાહેબ આપને મળવાને માટે પ્રભાવતી બા પધારેછે

( પ્રભાવતી આવે છે )

પ્રભાવતી—લલીતાબા છોતો ખુશીમાં કે.

લલીતા—વળી બેન ખુશી તો હમણાં કયાંથી હોય આ બાગમાં હું ફરતી હતી જોતાં જોતાં અનેક તરેહની વૃક્ષ રૂપી પ્રીઆઓ પોતાના પ્રીતમની સાથે ગુંજારો કરતી જોઇ મારૂ ચીત્ત કામાગનીથી બેદાઇ જાય છે ( પોતાના સ્તન તરફ જોઇ ) બેન મારાં કમળો કેવાં પ્રફુલીત થયાં છે અરે આ માધુ વનની સુવાશ લેનારો ભોગી ભમર કોણ જાણે કયારે મળશે.

પ્રભાવતી—બેન નીરાશ નહીં થા તારૂં દુખ તારા ચેહેરા પરથી જણાઇ આવે છે પણ ધીરજનાં ફળો મીઠાં છે અહા શી તારી સૌંદર્યતા છે હે વીશ્વંભર બાળકીઓ ઉપર કૃપા કરી મારી પ્રીય સખીને તેના જેવોજ પતી આપવા કૃપાદ્રષ્ટી કરજે.

લલીતા—આપનો આશીરવાદ ફળો પણ પ્રીય બેની મારૂં વીરહાગનીનું અપાર દુખ મારી માતુશ્રી આગળ કહેતાં શર્મ પામું છું અને સૌ પામેજ તો બેની ઉપર દયા લાવી આપ વાકેફ કરશો.

દાસી—બાઇ સાહેબ એક સીપાઇના મુખથી મેં સાંભળ્યું છે કે આપનું વેવીશાળ કરવા શાન્તીરામ ગોરને મોકલ્યા છે.

પ્રભાવતી—દાસી તું લલીતાબાની મશ્કરીતો નથી કરતી.

દાસી—અરે બા એવી તે મશ્કરી થાય હું પ્રતિજ્ઞા પુર્વક સ-

ત્ય કહુંછું.

લલીતા—દાસી આ વધામણીની દાખલ આ કૌસ્તભ મણીનો હાર તારા કંઠની વીશે આરોપું છું.

પ્રભાવતી—બેની તમારૂં મુખારવીંદ કામ દેવની પીડથી નીસ્તેજ હતું તે અથાગ સૌદર્યતામાં આવી ગયું છે જ્યારેઅત્યારેજ પ્રાણ પ્યારાનો સ્પર્શ થયો હોય નહીં.

લલીતા—હા બા થાયજ તેમાં કાંઇ આશ્ચર્ય નથી આપને પણ એક દહાડો તેવો સમય આવ્યો હશે.

પ્રભાવતી—પ્રીય બેની દરેક સ્ત્રીને થાય આતો જરા મનરંજન કરવા માટે અમસ્થી કહુંછું પણ સમય ઘણો થઇ ગયો છે તો રજા માગૂછું.

લલીતા—ખુશીથી પધારો કાલે જરૂર આવજો, [ જાય છે ]



## પ્રવેશ ૪ થો.

### [ સ્થળ ] સ્નેહપુરમાં દંભરાજની હવેલી.

પાત્ર—દંભરાજ કર્કશા કજીઆ અને પાછળથી શાન્તીરામ.

કર્કશા—સાંભળ્યું કે આપણો નંદન પંદર વરસનો થવા આવ્યો તોપણ સગપણની વાતતો ઉચારતાજ નથી.

કજીઆ—બા એની કાંઇ મારા બાપાને ચીન્તા નથી મોટી મોટી વાતો કર્યા કરે છે પારકા કામમાં ડાહ્યા પણ ઘરતું તો મા થેથી ઉતારી મુક્યું.

દંભરાજ—તારો સ્વભાવ તો સુધાર્યોજ નહીં જ્યારે હોય ત્યારે વધુ પડતું બોલ્યા કરે છે મોટા નાનાનું માન પણ નથી રાખતી તમારામાં વહુ શી રીતે પોહાશે તેનો વીચાર થયા કરે છે.

કજીઆ—હજૂતો ભાઇને પરણાવ્યો નહીં ત્યાંતો કહે છે કે વહુ શી રીતે પોહાશે.

કર્કશા—કજીઆ આપણે તો તેની ગણત્રીમાંજ નહીં નંદનને પરણાવવાની વાત કાઢી ત્યારે તેને એક બાજુપર ઢાંકી દઇ તોફાન કરવાનાં બહાનાં કાઢયા કરે છે.

દંભરાજ—બેશ છાની માની તને કોણ બોલાવે છે. અમસ્થીજ જ્યારે હોય ત્યારે કજીઓ કરવા ઉભી થાય છે હજુ નંદન બહુ મોટો થઈ ગયો છે ધીરજથી સૌ વાનાં સારાં થશે હું કાંઇ નથી સમજતો પણ આપણા કુળ પ્રમાણે કરવું કે અરહુસોને આંબલી.

શાન્તીરામ—(નેપથ્યમાં) દંભરાજ શેઠની હવેલી કયાં છે.

દંભરાજ—(પોતાનું નામ સાંભળી બારણે જઇ શાન્તીરામ ગોરને અંદર તેડી લાવે છે.

શાન્તીરામ—શેઠજી તમારા સરખું એક કામ પડયું છે તે એજ કે ચંપાવતીના નગરશેઠ જીવરાજભાઇએ તેમની પુત્રી લલીતાબાનું વેવીશાળ કરવા માટે મને દેશાવર મોકલેલ છે મેં ઘણે ઠેકાણે તપાસ કર્યો પણ ક્યાંઇ માબાદાર ઘર વર મળ્યા નહીં આં શેહેરમાં આવી પુછી જોતાં આપની બહુ તારીફ સાંભળી વળી આપના પુત્ર ચી–નંદન પણ કુંવારા છે તેથી અત્રે આવેલ છુ.

દંભરાજ—(સ્વગત] જીવરાજ શેઠ બહુ આબરૂદાર ખાનદાન માણસછે લલીતાને પણ મે નીહાળેલછે. અહા શું તેનું સ્વરૂપ એવી અબળાને મારા કરૂપનંદન સાથે પરણાવીશતો તે બીચારી જન્માતર સુધી દુખી થશે ત્યારે તો શું હાથમાં આવેલ લાભ જવા દેવો નાના કદીજ નહીં પણ મહારાજને ફસાવશું ત્યારેજ થશે કેમકે નંદનને જોઇને તો વરાવશે નહીં માટે પ્રપંચ રચવો પડશે [ ચાસન ] ગોર મહારાજ તેમ કરવાને હું ખુશી છું અત્યાર સુધીમાં અમારી આબરૂ પ્રમાણે ઘણાં શ્રીફળ આવી ગયા પણ કોઇનું માન્ય રાખ્યું નથી કેમકે અમારા જેવું આટલામાં કોઇનું નામીચું ઘર નથી જીવરાજ શેઠને પણ હું સારી રીતે પીછાનું છું તેઓ પૈસાદાર ખરા

પણ કુળમાં અમારાથી નીચા તો પણ તમારૂ માગું કબુલ રાખવા ખુશી છું પણ નંદન ગામ ગયેલ છે તો શી રીતે બનશે.

**શાન્તીરામ**—(સ્વગત) શેહેરમાં આ શેઠની પ્રખ્યાતી સારી છે જોવામાં પણ ખાનદાન લાગે છે તો પછી મુહુરતીઆ જોવાની કાંઈ જરૂર નથી. (ચાસન) હાજર હોય તો ભલે નહીં તો થયું.

**દંભરાજ**—હું તમને અગાઉથીજ કહું છું કે તેના મામાને ત્યાં વીવાહ છે તેથી તેણે નંદનને અગાઉથીજ તેડાવ્યો છે કારણ કે તેને ખર્ચ ખુટણનો નોંધ રાખવો પડે તે નંદન વીના રાખી શકે તેટલી કોઇનામાં સામરથી ન મળે માટે તે તો ત્યાં ગયેલ છે જો તમારી ખુશી હોય તો ચાંલ્લા કરો અમારે કંઇ જરૂર નથી.

**શાન્તીરામ**—શેઠ સાહેબ તમારા બોલવા ઉપરથીજ એમ લાગે છે કે નંદનનામાં કાંઇ કહેવાનું નહીં હોય માટે લ્યો આ શ્રીફળ અને કંકાવટી ને ચોખા લાવો.

**દંભરાજ**—તો જેવી તમારી ખુશી પણ રૂ. ૭૫૧ અગાઉથી જોઈશે અમારામાં પુરતનો ધારો છે માટે રૂપિઆ બાજોઠ ઉપર મુકો.

**સાન્તીરામ**—શેઠજી અમારા દેશમાં એવો રીવાજ નથી.

**કર્કશા**—તમારે ન હોય તો ભલે પણ અહીં ચાલશે નહીં.

**શાન્તીરામ**—જીવરાજ શેઠનો એવી ભલામણ પણ નથી.

**કર્કશા**—ત્યારે ભલામણ લઇને આવો. નામીચાં ઘર અમસ્થા નહી મળે.

**શાન્તીરામ**—લ્યો ત્યારે આ ચાલ્યો.

**દંભરાજ**—(સ્વગત) આતો હાથમાંથી જશે કે શું (ચાસન) ગોર મહારાજા તમે સાથે ન લાવ્યા હોતો અમારે કાંઈ અણુ વીશ્વાસ નથી. પછી મોકલાવી આપજો.

**કજીઆ**—બાપા એમ અમારે કરવું નથી. રૂપિઆ તો પેહેલા જોઇ

શે આપણે કયાં કન્યાની ખોટ છે ગોર મહારાજ રસ્તો પકડો.

**શાન્તીરામ**—જેવી તમારી મરજી ( હવેલી બારણે નીકળી ) હું આમ એકલહઠ પકડું છું તે વ્યાજબી નથી કરતો શેઠને કયાં રૂપિઆની તાણ છે પણ સ્વહાથેજ આવું નામીચું ઘર છોડી દેવું એ ઉચીત નહીં શેઠના ઘરમાં ગણુ કરવા જાઉં છું પણ શેઠનોજ ઠપકો મળશે માટે ભાણામાં આવેલ લાડવો તો જવા દેવો નહીં માટે ચાંડલાજ કરૂં ( મેહેલમાં પાછો દાખલ થાય છે ) શેઠજી આપની મરજી મૂજબ કરો.

**દંભરાજ**—કજીઆ બા ચોખા કંકાવટી લાવો.

**કજીઆ**—ના ના અમારે તો એમ નથી કરવું રૂપિઆ પેહેલા જોશે.

**દંભરાજ**—તને શી ખબર પડે સાકરમાં દુધ ભળે છે તે શા માટે અટકાવે છે જીવરાજ શેઠ કયાં મોળી આશામી છે લ્યો મહારાજ કરો ચાંડલા. (ચાંડલા કર્યા બાદ) ગોર મહારાજ લ્યો હવે મારે દુકાને જવાનો વખત થયોછે તેથી હું તો જાઉંછું કજીઆ બા પાસેથી સીધુ લેઇ જમીને જજો ને લ્યો આ કાગળ અમારે વેવાઇને આપજો તેમના ઘર આગળ તથા બાળગોપાળ સર્વના ખબર પુછજો.

**શાન્તીરામ**—બહુ સારૂ સેઠ પધારો હું પણ જમીને રસ્તે પડીશ.

( ડ્રોપસીન પડે છે. )



## પ્રવેશ પાંચમો.

### ( સ્થળ ) ચંપાવતીમાં જીવરાજની હવેલી.

**પાત્ર**—જીવરાજ, કમળા અને પછીથી શાન્તીરામ.

**જીવરાજ**—પ્યારી હજુ સુધી આપણો મોકલેલો ગોર ન આવ્યો લગનકાળ વહી જાય છે માટે હવે તો જેમ સત્વર આવે તેમ સારૂં.

**કમળા**—સ્વામીનાથ ગોરને આવવાનો સમય ભરાઇ આવ્યો

માટે આજ અગર એ ત્રણ દીવસની અંદર જરૂર આવવો જોઇએ.

(શાન્તીરામ પ્રવેશ કરેછે)

**શાન્તીરામ**—જીવરાજ શેઠની સદા ચડતી કળા રહો.

**જીવરાજ**—ગોર મહારાજ આયુસ્ય તો લાંબુ જણાય છે કેમકે સંભારતાજ આવ્યા પણ સમાચાર શા લાવ્યા.

**શાન્તીરામ**—વળી એમાં તો કહેવાપણું હોય સાંભળો.

**ઇંદ્રસભાની ઢબ.**

શેહેર બધાં હું ફરી વળ્યો, ન મળે કન્યા જોડ;
ઘણાંરે ઘર તપાસીયાં, પણ દીસેરે તેમાં ખોડ.
ફરતો ફરતો આવીયો ને, સ્નેહપુરની માંહ;
સર્વ જનોને પુછતાં, નગર શેઠ છે આંય.
દંભરાજને ઘેર ગયો તો, તૃપ્ત થયું મુજ મન;
જોઈ ઠેકાણું શ્રીફળ કાઢી, આપ્યું તમારૂં તન;
પુત્રી તમારી પુરણ ભાગી, દંભરાજ વેવાઇ;
નંદકુમાર જમાઇ તમારો, તમથી છે સવાઇ.
તારીફ તેની શી કરૂં હું, વર્ણવું શું વીસ્તાર;
સ્નેહપુરનો શેઠીઆને, કહેતાં ન આવે પાર.

**જીવરાજ**—હું પણ ખાત્રીથી જાણું છું કે તમારામાં ભુલ કદી થાયજ નહીં લ્યો આ પાંચસે રૂપિઆની ચીઠી ખુશી થયા કે કેમ.

**શાન્તીરામ**—શેઠ સાહેબ તમારી કૃપા છે તો સદા ખુશીજ છઇએ લ્યો હવે રજા માગું છું

**જીવરાજ**—ગોર મહારાજ પધારજો.

**શાન્તીરામ**—ભુલ્યો શેઠ ભુલ્યો તમારા વેવાઇએ કાગળ આપ્યો છે તે તો મારી પાસે રહી જાય છે (કાગળ આપી) વળી રૂ. ૭૫૧ નું તમારી રજા શીવાય દેણું કરી આવ્યો છું તેની ક્ષમા માગુ છું.

**જીવરાજ**—(કાગળ હાથમાં) વળી શા માટે દેણું કરી આવ્યાછો

**શાન્તીરામ**—શેઠ સાહેબ ઉપર રાગમાં જે બાબત વર્ણવી દેખાડી તે મુજબ જોડાવર ન મળતાં ભટકતો ભટકતો સ્નેહપુર સેહેરમાં ગયો ત્યાં જઇ સર્વેને પુછી જોતાં દંભરાજ શેઠની બહુ ખ્યાતી સાંભળી તેથી લલીતાબાનુ વેવીશાળ કરવા ર.

ટે તેના મેહેલની અંદર દાખલ થયો જાતાં વેંત હું તો દીંગ મુઢજ બની ગયો અહા શી તેના મહેલની શોભા.
(બંધ રહે છે)

જીવરાજ—ગોર મહારાજ વળી બંધ કેમ રહ્યા.

શાન્તીરામ—જીવરાજ ભાઇ તેનું વર્ણન કરવા જીભાગ્રે પાર આવે તેમ નથી. હું તો ત્યાં ગયો કે તુરત દંભરાજ શેઠ નમ્રતાપુર્વક પ્રણામ કરી એક ખુરશી બેસવા માટે આપી અહા શી ખુરશીની રચના! (બંધ રહે છે.)

જીવરાજ—ગોર મહારાજ આમ ઘેલા કેમ બની ગયા છો ?

શાન્તીરામ—ખુરશી જોઇ મારૂં ચીત્તતો સ્થીર રહ્યુંજ નહી નરદમ તે હીરા માણેકથી જડેલી હતી વેવીશાળ બાબતની વાત ઉચારતાં દંભરાજ શેઠ બોલ્યા કે અમારે ઘણાં પૈસાદાર લોકો તરફથી શ્રીફળ આવી ગયા તથાપી કોઇના અમે કબુલ રાખ્યા નથી પણ જીવરાજ શેઠતો બહુ આબરૂદાર તથા ઘણાં ખાનદાન માણસ છે તો તમારૂં શ્રીફળ કબુલ રાખવા હા પાડું છું પણ નંદનકુમાર ઘરે નથી તો કેમ થશે દંભરાજ શેઠનું આવું બોલવું સાંભળી મેં વીચાર કર્યો કે જેવી ઘરની સમ્રધી છે તેવા વર પણ હશેજ માટે આવું નામીચું ઘર તો છોડવુંજ નહીં તેથી મુહરતીઆને તપાસ કરવાનો વિચાર છોડી દઇ ચાંડલા કરવાનું કબુલ રાખ્યું

કમળા—શાન્તીરામ એ તો તમે બહુ ભુલ ખાધી.

શાન્તીરામ—કમળાબા વળી હું તે ભુલ ખાઉંજ નહીં શેઠની એવી તો સમૃધી હતી કે વર જોવાની જરૂર રહેજ નહીં.

જીવરાજ—હશે થયું તે ખરૂં પછી શું થયું.

શાન્તીરામ—ચાંડલા કરવા માટે ચોખા કંકાવટી મંગાવ્યા તે વખત દંભરાજ શેઠ બોલ્યા કે અમારે એવી રીતી છે કે રૂ. ૭૫૧ આપશો ત્યારેજ સગપણ થશે ત્યારે તો મેં સગપણ કરવાનો વિચાર છોડી દઇ પાછો ફર્યો.

કમળા—ગોર મહારાજ જેવી રીતે તમે તારીફ કરો છો તે પ્રમાણે હોય તો રૂપિઆથી શા માટે ડરવું જોઇએ આપણે ક્યાં રૂપિઆની તાણ છે.

શાન્તીરામ—તમારા વિચાર મુજબ મેં પણ વીચાર કરી પાછો અંદર જઇ શેઠને કહ્યું કે રૂપિઆ અત્યારે તો મારી પાસે નથી પણ મોકલાવી આપીશ ત્યારે તો દંભરાજ શેઠે હા પાડી પણ વેવાણ તથા લલીતા બાની નણંદ ના પાડવા લાગ્યો પછે ઘણીજ મુસીબતે મેં લાકડે માંકડુ વળગાડી દીધું હ્યો હવે જઇશ. ( જાયછે. )

જીવરાજ—પ્રાણ પ્યારી વર જોયા વગરનું કર્યુ તે મને સારૂં લાગતું નથી.

કમળા—પ્રાણાધાર પણ ગોર તે બાબતમાં ઘણો પ્રવીણ છે એથી તેણે વીચારીનેજ કર્યું હશે, તપાશ કરો જોઇએ પત્રમાં શું લખેલ છે.

જીવરાજ—( વાંચેછે. ) સ્વસ્તી શ્રી ચંપા નગરી મહાસુભસ્થાને પુજ્યા રાધે સર્વ ગુણ સંપન્ન વીવેક ભંડાર શા શ્રી ૫. શા જીવરાજ ખીમચંદની ચીરંનજીવી ઘણી હજો પ્રતી શ્રીસ્નેહપુરથી લી. તમારા દર્શનનો અભીલાશી સદાહીત ઇચ્છનાર શા. દભરાજ સુરચંદના ઘણા હર્શથી જેશ્રીક્રશ્ન વાંચશો. બાદ આપના તરફથી શાન્તીરામ ગોર અત્રે આવેલ તેની સાથે મારે મીલાકાત થતાં તમારી સૌભાગ્યવંતી પુત્રી લલીતાનું વેવીશાળ અમારા ચી. નંદનકુમાર સાથે કર્યું છે રૂ ૭૫૧ અમે અમારા રીવાજ મુજબ લઇએ છીએ પણ તમારા ગોર પાસે ન હોવાથી તેણે મોકલી આપશું તેમ કહ્યું તમારા ગોરના કહેવાથી રૂ ૭૫૧ અમોએ શાહ જોગે તમારે ખાતે ઉધાર્યા છે તો તમારા ચોપડાની રીતે અમારા ખાતે જમા કરશો.—આપ જેવા સુગ્ન વેવાઇ મળતાં મારી ખુશાલીનો પાર રહ્યો નથી નીરંતર પત્ર દવારાઇથી સંતોશી રાખવા ક્રપા કરશો અત્રે કુશળતા છે લગ્ન પત્રીકા મોકલાવવા ઢીલ કરશો નહીં જોઇતું કારવતું સુખેથી મંગાવશો હેતમાં વૃધી રાખવા ઉત્સાહી થશો એજ સા. ૧૯૩૨ ના કારતીક શુદ. ૩ દા. પોતાના

કમળા—પ્રાણાધાર લખવાની લાવણ્યતા તો સારી છે અને તેજ પ્રમાણે લલીતા બાનું ઘર વર હશે પણ લગ્ન પત્રીકા મોકલવા ઢીલ નહીં કરવી કેમકે ઉમર લાયક થતાં ન પરણા-

વીએ તો શારૂ અંધારે પરમ કૃપાળુની કુદ્રષ્ટી થાય.

જીવરાજ—હું પણ તમારાજ વીચારને મળતો છું કાલ દીનેજ શુભ લગ્ન જોવરાવી પાછા ગોરને સ્તેહપુર તરફ રવાના કરીએ દરબાર સાહેબ તરફથી પ્રાતુસકાળે તેડું આવ્યું હતુ તો હવે હું ત્યાં જાઉંછું

કમળા—વીલાસી કાન્ત ખુશીથી પધારો. ડ્રોપસીન પડેછે.

## પ્રવેશ ૬ ઠો.

(સ્થળ) લલીતાનો મેહલ

પાત્ર—લલીતા દાસી અને પ્રભાવતી.

લલીતા—દાસી શીવ પુજનનો વખત થઈ ગયો છે માટે સરૈ સામગ્રી તૈયાર કર.

દાસી—જેવી બાઇ સાહેબની આજ્ઞા.

બનજારો.

લલીતા—સ્તુતી કરૂં શંભુ આ વારી, દીસે અકલ ગતી અતી તારી.
અબળા ઉપર કૃપા કરજો, મનવાંછીત સદા ફળજોરે.
સ્વામી આપો મુને સુખ કારી, દીસે.
શંભુ યોગ્ય વર મુને આપી, મારાં દૂખડા નાંખો કાપી રે.
પુત્રી રક્ષણુ લે દીલ ધારી. દીસે.
સજોડ પતી મેળવવા, કરૂં શંભુ તમારી સેવારે.
કરો પુર્ણ આશ જટા ધારી. દીસે.
ઘણાં શેવકોને તેં તાર્યા, દૂષ્ટ દૈત્યોને સીંહાર્યા રે.
છો ભગ્ત વસલ ત્રીપુરારી, દીસે.
વર્ણુ મુખથી શું વીસ્તાર, કૃપા દ્રષ્ટી કરો દયાળરે.
મુજ અર્જ લ્યો સ્વીકારી, દીસે.

દાસી—બાઇ સાહેબ બાગમાં ફરવા જવાનો વખત થયો છે.

લલીતા—દાસી જવું છે પણ મારા દૂખની વીભાગી મારી શાણી સહીઅર અત્રે આવવાની છે તો સૌ સાથે જશું.

(પ્રભાવતી પ્રવેશ કરેછે.)

પ્રભાવતી—કેમ લલીતા બેન હવે ખુશીમાંતો છો ખરાકે

લલીતા—(હસતે ચેહેરે) બેન ખુશીમાંતો ખરાંજના.

**પ્રભાવતી**—લગ્ન દીવસનું મુકરર કર્યું કેમ,

**લલીતા**—પ્રભાવતી બાતે આબતનું આપને પુછવું તે અયોગ્ય છે તો પણ તમારા પ્રસ્નનો ઉત્તર મારે આપવોજ જોઇએ મારો સદા જે પ્રાણથી પણ અધીક પ્યારો થનાર જન્માતર સુધી જેની હું અર્ધાંગના રૂપે દાસી થનારી તેવા પ્રીયપતી નો હસ્તે મેળાપ સાં. ૧૯૩૨ ના પોસ શુ. ૭ ને સોમવારે થવાનો છે.

**પ્રભાવતી**—બેન હવેતો અમે કવચીતજ તમારાં કોમળ રદયમાં યાદ આવીશું

**લલીતા**—એવું કદીજ ના બને એવી ખોટી મશ્કરી શા માટે કરોછો.

**પ્રભાવતી**—જ્યારે અધરામ્રતનો સ્વાદ મળે ત્યારે બીજું શા માટે સાંભરે બેન આતો જરા હાસ્ય વીનોદની દાખલ કહુંછું બાકી મારી રદયમાં તું અને તારા રદયમાં હું એક દી :ખસવાનું નથી એ ખાત્રી પુર્વક કહુંછું.

**લલીતા**—હા બેહેન તેમજ તો પણ આજેતો જરા બાગમાં ફરવા માટે મારૂં ચીત્ત આકર્ષણ કરેછે.

**પ્રભાવતી**—ત્યારે ચાલો ખુશીથી આપણે ક્યાં ના છે.

(જાય છે)

## પ્રવેશ ૭ મો.

### (સ્થળ) સ્નેહપુરમાં દંભરાજની હવેલી.

**પાત્ર**—દંભરાજ–કર્કશા–કજીઆબાઇ અને પાછળથી શાન્તીરામ ગોર.

**દંભરાજ**— **રાગ માઢ.**

કુળમાં કુપાત્ર ઉપજ્યો, મુને સુજે ન કાંઈ કાજ;
વેસ્યા વ્યસને વળગી રહ્યો, મુને૦
નામ મારૂં ડુબાવવા, થયો કુળ અંગાર;
સોબતથી સર્વે થયું છે, મારા દુખનો ન આવ્યો પાર. મુને૦
ગણીકા જાતી પ્રીયવંદાથી, અંધ થયો આ વાર;
લક્ષ પૈસાનું હરણ કરીને, પુત્ર બનાવ્યો ગમારરે. મુને૦
મીત્ર તો છગનદાસને ધારી. કરે છે બુરાં કામ;
આગરના કર્યા કાંકરા તેતો, બોળ્યું પીતાનું નામરે મુને૦

**કર્કશા**—તમેતો કોઇ દીવસ શોક છોડયોજ નહીં બાપડો નંદન ઘરે આવે ત્યાંતો ધમક.વ્યાજ કરે તેથી તે ઘરે પણ આવતો બંધ થયો આપણે ક્યાં ચાર પાંચ દીકરા હતા કે તેની સાથે લવરી કર્યા કરોછો.

**દંભરાજ**—પણ એમતો વીચાર કે સર્વે તેણે તે રાંડના પ્રતાપમાં ખોયું ઘરબાર પણ ઘરેણે મૂકાવ્યાં ગામમાં પણ ધીક્કાર મ વ્યાજ કરે છે.

**કર્કશા**—ઉડાવી મુકયું તો શું થયું સર્વે તેનુંજ આપણે હવે ક્યાં સુધી જીવવું છે.

**દંભરાજ**—સુકર્મે ખરચ્યું હોતતો મને આવો સંતાપ થાયેજ નહીં પણ વ્યભીચારમાં વાપરી કુળને કલંક બેસાર્યું.

**કર્કશા**—વરસતો પચાસ થયાં પણ ત્રણ વરસની છોકરી જેટલી અક્કલ નથી દીકરાની વાત કરતાં શરમાતા પણ નથી. વીવાહની વાતનો ઉચારતાજ નથી અને ફલાણું આમ થયું ઢીકડું તેમ થયું તેજ લવારો કર્યા કરોછો દોલત સર્વે ગઇ તો શું થયું તેના નામ ઉપરથી વેવાઇએ પણ લગન પત્રીકા મોકલાવી નહીં હજુ સુધી તો વહુને ભણાવ્યા કરે છે પણ એમ નથી સમજતો કે ભણાવ્યાથી તો બગડશે મોટી ક્યાં સુધી કરશે તેની કાંઇ ખબર પડતી નથી.

**કજીઆ**—બા આપણા ગામમાં ભણેલીસું કેવી વખણાઇ છે અને કેવા ફજેતા થાય છે આપણા નસીબ જોગે વહુ પણ ભણેલી મળી.

**દંભરાજ**—કજીઆ તને કાંઇ પણ ખબર નથી જેમ આવે તેમ લવરી કર્યા કરે છે સંપુર્ણ રીતે વીદ્યા અભ્યાસ કર્યાથી બીગાડ થાયજ નહીં એમ મને ખાત્રી છે કુળવાનનું ફરજન સારૂંજ નીવડે.પણ( શાન્તીરામને ભાળી) પેલો ગોર જીવરાજ શેઠ તરફથી આવતો હોય તેમ લાગે છે (શાન્તીરામ પ્રવેશ)

**શાન્તીરામ**—દંભરાજ શેઠનું સદા કલ્યાણ થાઓ.

**દંભરાજ**—પધારો ગોર મહારાજ આપને હું પ્રણામ કરૂછું ત્યાં સૌ છે તો ખુશીમાં કે.

**શાન્તીરામ**—હા સર્વે ખુશીમાં છે જીવરાજ શેઠે મોઢેથી સર્વેના

ખુશી ખબર પુછયા છે ને લ્યો આ કાગળ.

(દંભરાજને કાગળ આપે છે.)

**દંભરાજ**—(વાંચે છે)

**રાગ ગુરૂ ગોવીંદના મહીનાનો.**

સ્વસ્તીશ્રી સ્નેહપુર, આપ બીરાજોરે;
હર્ષ આણીને હું ઉર, લખું પત્ર આજેરે.
છો સર્વ ગુણ સંપન, ચતુર સુજાણરે;
દંભરાજ વાંચો મન, હેતે પ્રણામરે.
સાતમને સોમવાર, લગ્ન શુભ આવેરે;
પધારો લઇને જાન જેમ દીલ ભાવેરે.
આવે સારો જાનનો ઠાઠ, તેમતો કરજોરે;
થોડું લખ્યું ઘણું મનાય, દીલમાં ધરજોરે.
સર્વે ક્ષેમાકુશ બાળ, હમેશાં રહેજોરે.
શા જીવરાજના પ્રણામ, અંગીકાર કરજોરે.

આપ આ પત્ર મુંજબ જરાપણ અંદેશો ન લાવતાં જેમ બને તેમ મારી શોભા વધારવા માટે જાન ધામધુમથી લાવશો, એજ કામ શેવા ખુશીથી ફરમાવશો હેતમા વૃધિ કરશો સંવત ૧૯૩૨ ના માગશર શુદી ૫ દ. શેઠની આગ્નાથી શેઠ પંથીરામ ગોરના આશીરવાદ.

**કર્કશા**—અહા કાગળ કેવો રાગોડીને લખેલ છે પણ નંદનને બોલાવજો એમ પણ નથી લખ્યું તો બીજાને સંભારેજ શાનાં.

**દંભરાજ**—હવે કંકાસ છોડી દે લગ્ન દીવસ નજીક આવ્યો છે માટે સર્વે સામગરી તૈયાર કરો (શાન્તીરામ પ્રત્યે) ગોર મહારાજ જમવાનો વખત થઇ ગયો છે માટે રસોઇ કરો.

**શાન્તીરામ**—બહુ સારૂ શેઠ સાહેબ, આપને દૂકાને કામ હોય તો ખુશીથી પધારો.

**દંભરાજ**—લ્યો ત્યારે અત્યારથીજ રજા માગી લઉંછું અમારે વેવાઇ તથા તેમના ઘર આગળ સર્વેને પ્રણામ કહેજો,

**શાન્તીરામ**—બહુ સારૂં લ્યો પધારજો હું પણ જમીને ચાલતો થઇશ.

(ડ્રોપસીન પડે છે)



# પ્રવેશ ૮ મો.

## (સ્થળ) પ્રીયવંદાનો મેહેલ.

**પાત્ર.** પ્રીયવંદા, દાસી, પાછળથી નંદકુમાર ને છળદાસ.

**પ્રીયવંદા**—દાસી આપણે ઠગવાનું ઠેકાણું સારૂં હાથ આવ્યું છે એ મુર્ખ નંદન માંતો કાંઇજ માલ નથી જે કહીએ તે ખુશીથી લાવી આપેછે પણ પેલો છળદાસ હર વખત ભાગ માગ્યાંજ કરેછે તો તેનો ઉપાય યોજવો જોઇએ.

**દાસી**—બાઇ આપણાં કુળાચારની રીતી મુજબ એમ સમજુંકે આગલાનું ચીત હરણ કરવાની શકતી આપ જેવી કોઈ પાસેજ હશે નહીં.

(નંદન કુમારને છળદાસ પ્રવેશ કરેછે.)

**પ્રીયવંદા**—પધારીએ સાહેબજી (ખુરશી ઉપર બને જણ બેસેછે.)

**નંદનકુમાર**—પ્રીયવંદા તમારી વીના ઘડીભર પણ ચેન પડતું નથી મારે ઘરે મારાં માત પીતા લવ્યા કરેછે પણ તેમને તો બીલકુલ ગણકારતોજ નથી આજેતો મુકતા હાર લેતો આવ્યો છું (પ્રીયવંદાના કંઠમાં નાંખી) અહા કેવી શોભા આપેછે.

**પ્રીયવંદા**—(સ્વગત) ઠીક હાથ માર્યો છે (પ્રકાશ) મારા નયન વીલાશી પ્રાણજીવન આપને બહુ શ્રમ લઇ વધુ પડતું કરવું નહીં કેમકે જો ખબર પડેતો આપને આવવાની સખ્ત મનાઈ થાય તો પછી હું પ્રાણજીવન વીના શું કરૂં આપને પધારવાને ક્ષણમાત્ર વીલંબ થાયછે ત્યારે કેવી વ્યાકુળ થાઉંછું તેતો ફકત જગતનીયંતાજ જાણેછે ઘડી ભર પણ રહી શકતી નથી તો જન્માતર સુધી કેમજ રહી શકાય.

**છળદાસ**—નંદનભાઈ પ્રીયવંદાનું કહેવું યથાર્થછે અને તેજ પ્રમાણે છે તેમનામાં એવી રીત નથી કે એક જાય એટલે બીજો બીજો જાય એટલે ત્રીજો ફકત તમારૂંજ સદા ચીતવન કરેછે.

**નંદકુમાર**—તેથી હું ક્યાં નથી જાણતો વળી કાલે કાંઇક અમુલ્ય ચીજ લેતો આવીશ (પ્રીયવંદા પ્રત્યે) મારી માશુકડી મનરંજન કરવા માટે આપણા નીયમ મુજબ ગાયનની શરૂઆત કરો.

**પ્રીયવંદા**—(સ્વગત) અરે આની પાસે કઇ બાબતનું વર્ણન કરૂં તેના રંગ મેશ કરતાં કાંઇ ઉજળો નથી આપણે તો પૈસા હરવનું કામ છેના (પ્રગટ) જેવી સ્વામીનાથની આજ્ઞા.

રાગ,

આજે આનંદી દીન ભાસે, શીઆરજની.
મંદ પવનની લેહેર મગન મણી.
કેવો લશ્વર ખીલ્યો, લાગે છેલ છબીલો.
સુંદર કનક તોડો, પગ માંહે સખીરા.
કેવો ચંદ્ર મદન કંદ, ફંદ ફસાવે ભારી.
વહાલા વીલાસી જન, સુખ સંસારી; આજે

**નંદનકુમાર**—વાહ કેવું મધુર ગાયન પ્યારૂં લાગેછે.

**પ્રીયવંદા**—પણ હવેતો થોડા દીવસમાં નજરમાં નહીં આવીએ,

**છબીદાસ**—એમ કેમ પ્રીયવંદા,

**પ્રીયવંદા**—જ્યારે ચંપા નગરી વાળી આવશે ત્યારે અમને શીદ સંભારે.

**નંદનકુમાર**—એમંતે કદી બને આતો પરણવા ગયા વગર છુટકો નહીં નહીં તો તમારાથી જુદો ના પડું તે તમે ખાત્રી પુર્વક સમજજો વળી તેમાંથી એક ફાયદો થાનાર છે તે એકે મારો સસરો ઘણો આબરૂદાર તથા ધનાઢ્ય છે તો ઘરેણું પણ ઘણું કરશે એ બધું તમારૂંજ છે હવે હું રજા માંગુછું કશી ચીન્તા કરોતો મારી સોગન છે.

**પ્રીયવંદા**—(ઉદાસી ચેહેરે) જાઓ કહેતાં જીભ ઉપડતી નથી પણ પ્રાણનાથ આપની દાસી જેમ બપૈયા વરસાદના બીંદુ લેવાની આકાંક્ષા ધરાવી રાહ જોઇ બેસે છે તેવીજ રીતે હું પણ જોઉં છું માટે કૃપા કરી વેલાસર દર્શન આપશો.

(જાય છે.)

**છબીદાસ**—પ્રીયવંદા બાઇ ઠીક હાથ પડી ગયા છે પણ તમોએ અગાઉથીજ બોલી કરી છે કે નંદન લાવે તેમાં અર્ધો અર્ધ તમારૂં તથાપી વાસ્તવીક ભાગ આપતા નથી તો અન્તે તમને નુકશાન છે.

**પ્રીયવંદા**—છબીદાસ આમ શાને કહો છો આ સર્વે તમારૂંજ છે

અને હું પણ તમારીજ છુ તમારા ભાગની હું કયાં ના પાડુ છું લ્યો આ ભંડારની કુંચી જોઇએ તે કાઢી લ્યો કેમકે સર્વે તમારૂંજ છે જ્યારે મારી ઉપર આપ કુદ્રષ્ટી કરીને મને દરસન ન આપો ત્યારે મારા દુખમાં ખામી રહેજ નહી કેમકે આપ સમક્ષ મેં સોગન લીધા છે તો ખરા દીલદાર તો આપજ છો તો શી રીતે રહી શકું;

**છળદાસ**—પ્રાણ પ્યારી તે હું કયાં નથી જાણતો હુતો તમારી લાગણી જોવાજ માટે બોલું છું બાકી કંઇજ નહી લ્યો આજે મુકતાહારમાં ભાગ નથી જોઇતો.

**પ્રીયવંદા**—નહીં પ્રાણપ્રીયા ખુશીથી લઇ જાઓ આપે કહ્યું કે તમારા મનની લાગણી જોઉં છું તો પ્રાણ વીલાસ આપના દીલમાં તો ગમે તેમ હોય પણ મારી પ્રીતી આપની તરફ કેવું આકરસણ કરે છે કે આપના ગયા પછી મારૂં ચીત કામકાજથી ભેદાઇ જાય છે સત્ય જુંઠનો જાણવાવાળો ફકત સ્વયંવીભુ છે બાકી કોઇજ નહી.

**છળદાસ**—પણ પ્રાણપ્યારી આ વખતમાં નંદકુમારને બરાબર પ્યાર બતાવી વશ કરી લેવો કેમકે તેનો સસરો લાખોપતી છે વળી ફકત એકજ દીકરી છે તો સાસરવાસો તથા ઘરેણું ગાંઠુ લાવવામાં મણા રાખશે નહીં તો કપટથી ધુતી કરી લઈ છેક નીરમાલ્ય થઈ જાય ત્યારે ધકકો મારવો કામ બરાબર ચતુરાઈ વાપરવાનું છે લ્યો હવે જઇશ.

**પ્રીયવંદા**—ખુશીથી પધારો આ કામમાં બરાબર લક્ષ આપશો કેમકે તેમ થયા વીના બને તેમ નથી.

**છળદાસ**—તેમાં કહેવું પડેજ નહીં તમે પણ બરાબર મેહેનત લેશો. (જાયછે)

**પ્રીયવંદા**—દાસી આજ તો સારૂં આવશે પણ દુષ્ટ વચમાં નડયા કરશે.

**દાસી**—જેવી રીતે આજ પ્રીતી દેખાડી તે મુજબ તેની મનશકતી ખેંચવાથી ઘણું કરીનેતો ભોળવાઇ જશે સાથે ઉપાય પણ યોજતા રહેવું.

---

## પ્રવેશ ૯ મો.

### (સ્થળ) લલીતાનો ચંપાનગરીમાં મેહેલ.

પાત્રો—લલીતા-દાસી-પ્રભાવતી.

**લલીતા**—વહાલી સહીઅર પ્રભાવતી આજનો દીવસ ઘણો આનંદ મય છે કેમકે મારા પ્રાણુરક્ષકનો હસ્ત મેળાપ થશે.

**પ્રભાવતી**—બેન લલીતા પણ મારો ને તારો વીયોગ થશે એ એક દુખની વાત છે.

**લલીતા**—ઇશ્વરે આપણને જન્મ એક ઠેકાણે આપ્યો તેમ એકજ ઠેકાણે પતીનું નીરમાણ કર્યું હોતતો સુખની સીમા રહેત નહીં પણ આટલો બધો ગડગડાટ શેનો થતો હશે.

**પ્રભાવતી**—બેન એતો વરરાજા પોતાનું લસ્કર લઈ સ્નેહપુરથી આવતા હોય તેમ લાગે છે વાહ જાનનો ભપકોતો સારો લાગે છે ( દાસી પ્રત્યે ) દાસી જાનતો દરવાજા લગભગ પહોચવા આવી તો લલીતાબાના પતી કેવા સ્વરૂપવાન છે તેના સમાચાર લઈ આવ. ( દાસી ખબર કાઢી પાછી આવે છે. )

**દાસી**—ઉદાસીમાં અરે પ્રભાવતી બાઇ વરરાજની તારીફ કરતાં મારી જીભ અટકે છે.

**પ્રભાવતી**—તારા મર્મ વચનની રીતી જડતી નથી માટે જેવું હોય તેવું ખુલ્લું કહે.

**દાસી**— રાગ આશાગોડી.

તારીફ કરૂં તે ની આજ, શાણી સહીઅર તારીફ કરૂં તેની આજ;
અમાસ સરીખું વદન શોભે, કામ પામે લાજ; શાણી.
મુખ બંબીકાર શંઠ સરીખું, દેખી પ્રગટે દાજ. શાણી.
કટી ભાગતો નીહાળી જોતાં, રીંછને આવે લાજ; શાણી.
હસ્તતો દીસે બાહુક જેવા, લાજે સર્વ સમાજ. શાણી.
મધુર સ્વર છે ખરના જેવો, સીંહણુ સાથે બાજ; શાણી.
ઓષ્ટ તો મળતા મરકટ સાથે, શોક થાય તે કાજ. શાણી.
જીભાએ વર્ણન કરતાં, પાર ન આવે આજ; શાણી.

**પ્રભાવતી**—દાસી તું સત્ય કહે છે કે મસ્કરી કરે છે.

**દાસી**—એવી શોક ઉપજાવનારી મસ્કરી કરૂજ નહીં જેવું છે તેજ પ્રમાણે મેં વર્ણન કર્યું છે.

**પ્રભાવતી**—ત્યારેતો લલીતાબાના બુરા હવાલ થવાના અરે તારાં માત પીતાએ એવાની સાથે સગપણ કરતાં વીચાર નહીં કરયો હોય કે શું.

**લલીતા**—તું જાણે છે ને વળી કેમ ભુલે છે માત પીતાએ બાળ્યો હોય ત્યારેના તેઓએ ઉંચુ કુળ જોઇ વધુ તપાસ કરયો નહીં અમારા કુળગોર શાન્તીરામના કહેવા મુજબ તેમણે સત્ય માન્યું એ દુષ્ટજ ગોરે મને મધ્ય રત્નાગરમાં ફેંકી. હવે તેમાંથી તરવાનો કાંઇ પણ ઉપાય લાગુ પડે તેમ નથી. વેવીશાળ કરતી વખતે જો ખબર પડી હોતતો એ નીચની સાથે મારો કદી હસ્ત મેળાપ થાત નહીં પણ હવે લાચાર કેમકે ગુપ્ત રીતે વીદ્વાન સ્વરૂપવાન વર લેઇને નાશી જઉતો કુળને બટો લાગે પણ હવે શું કરવું દુષ્ટ ગોરે એ ગમારની સાથે મારો સંબંધ બાંધતાં લવલેશ વીચાર પણ નહીં કરયો હોય પણ કરે ક્યાંથી તેના નામીચા કુળમાં તે લીન થઇ ગયો હશે આવી હિંદુની દુષ્ટ રૂઢીનું હે પરમકૃપાળુ પરમેશ્વર તું ક્યારે છેદન કરીશ હાય પ્રભુ હવે મારી શી ગતી આખી જીંદગાની સુધી તેની સાથે નીકટ સબંધ થયો તો શી રીતે ચાલશે આવી રૂઢીને હું કદી માન્ય રાખતી નથી પોતાની સ્વજાતીનો છેક ગરીબ તથા હલકા કુળવાળો હોય પણ જો તે સ્વરૂપવાન તથા વીદ્વાનની પંગતીમાં શોભે એવો હોય તો તેની સાથે હસ્તમેળાપ કરવો તે આ કરતાં હજાર દરજે ઉચીત છે અને તેમજ થવું જોઇએ.

**પ્રભાવતી**—બેન હું પણ તારાજ વીચારને મળતીછું અરે આપણી આર્ય જાતીએ ઠેકાણે ઠેકાણે આવો જુલ્મ ગુજારવા માંડયો છે

**લલીતા**—હીંદુ જાતી હવે આર્ય નથી. પણ મલેચ્છની ઉપમાને યોગ્ય છે કેમકે યવન લોકો પશુ ઉપર નાહક જુલ્મ ગુજારે છે અને હીંદુઓ અબળા ઉપર જુલ્મ ગુજારે છે મલેચ્છ ચંડાળની જાતીના કસાઇ લોકો નીચ પાપીષ્ટ ધંધો કરી પોતાના દીવસ કહાડે છે તેમ હીંદુ માંહેલા પણ લોકો પોતાની બેન પુત્રીને વેચી દીવસ ગુજારે છે ત્યારે હીંદુઓમાં સર્વોતમપણું ક્યાંથી રહ્યું તેઓ પણ યવનની પેઠે કનીષ્ટ પદવીને

યોગ્ય છે મારામાં ભુલ હોયતો કહી દેજે.

**પ્રભાવતી**—પણ હમણાંથી આપણી આર્ય ગ્નાતીમાં મોટા મોટા વીર પુરૂશોએ અવતાર ધરી સુધારાની પાછળ મંડી ખોટી રૂઢીઓને હઠાડવા લાગ્યા છે તેથી એમ સંભવે છે કે હીંદ અસલ પાયરીએ પહોચશે. પછી તો ઇસ્વર ઇચ્છા.

**લલીતા**—બેન તું કહે છે કે પણ આવો જુલમ અટકે એવુ મને તો લાગતું નથી કેમકે કોઇ ઠેકાણે ૬૦ વરસનો પતી અને નવ વરસની બાળા કયાંઇ સોળ વરસની સુંદરી અને આઠવરસનો પતી. એવાં અનેક પ્રકારના કજોડાં જોવામાં આવેછે તો પૈસાની લાલચુ હીંદુઓ પોતાની નીચ રૂઢી એ કદમ કેમ છોડી દેશે.

**પ્રભાવતી**—લલીતા બા સુખને દુખ એ સર્વને માથે થતુંજ આવેછે સુર્ય નારાયણની પેઠે પહેલાં આપણો હીંદદેશ ઉદય સ્થીતીમાં હતો અને હાલમાં અસ્ત પાયરીમાંછે પણ પાછો ઇશ્વર કૃપાથી હીંદનો ઉદય થશે કેમકે દરેક સ્વગ્નાતીના વીર પુરૂશો ચાલતા દુષ્ટ ધારાનું તાડન કરવા બહુ આકાંક્ષા ધરાવેછે તો કેમ નહીં થાય.

**લલીતા**—દરેકની ઉદય અસ્ત સ્થીતી થાય પણ મારીતો અસ્ત દશા ગમે તેથ થાય તો પણ સારી પાયરીએ પહોંચે તેમ નથી તો હવે મારે શું કરવું જેથી મારૂં કલ્યાણ થાય. તેવો રસ્તો કહીદે.

**પ્રભાવતી**—બેન એમતો ધારવુંજ નહીં પરમ કૃપાળુ રાયને રંક ને રંકને રાજા કરવા સમર્થ છે તો પણ મારૂં છેવટના ભાગે એટલુંજ કહેવાનું કે ગમે તેમ થાય પણ પોતાનો પતિવ્રતા ધર્મ પ્રાણની પણ દરકાર ન રાખતાં પાળવો તો અહીંઆતો ક્ષણભંગુર વખતમાં દુખ પામશું પણ સૃષ્ટી કર્તાની હજુરમાં અવીચળ રીતે દેવતાઇ સુખ ભોગવશું

**લલીતા**—અરે સખી જન્માતર સુધી, દુખનો છેડો આવશેજ નહીં પરમ દયાળુ મેં તારાં એટલા બધાં શું અપરાધ કરેલાં કે તે મને ભર સમુદ્રની વચે જંપલાવી દીધી.

**પ્રભાવતી**—બેન ધીરજ ધર વીધીના લેખ કદી ફરતા નથી

માટે શોકનું નીવારણ કરવું એવી દરેક મનુષ્યને માથે ઇશ્વરે ફરજ મુકેલીછે.

ગીતી.

**લલીતા**—કહું શું મુખ થકી હું, ઇશ બુરા હાલતો કરીઆ;
અપાર દુખતો દીધું કીચમાં રત્ન રોળવીઆં;

**પ્રભાવતી**—બેન ચીન્તા કર નહીં, કેમકે ચીન્તા ચીતાની પેઠે દીલ બાળેછે સમજૂ થઇ એકા એક વ્યગ્ર થવું તે તને છાંજતું નથી લ્યો હવેતો હું જઇશ.

**લલીતા**—બા પધારીએ બે ત્રણ દીવસ સુધી આપની સમક્ષ રહું છું છે માટે કૃપાકરી ત્યાં સુધી ફુરસદની વખતે આવતા રહેશો.

(પ્રભાવતી જાયછે,)

## પ્રવેશ ૧૦ મો.

### (સ્થળ) સ્નેહપુર જવાનો રસ્તો.

**પાત્ર**—જીવરાજ કમળા લલીતા પ્રભાવતી અને પંચીરામ ગોર,

### રાગ સીતાજીનું ધોળ,

**જીવરાજ** } પુત્રી સાસરે જઇ સમજુ થજે.
**કમળા** } કરજે સાસુ સસરાની સેવ, સંભારીને દેવ;
સુખે રેહેજે સાસરે.
તારા નાથની આજ્ઞા પાળજે,
જેઠજેઠાણી બોલજે બોલ, તેનો રાખી તોલ; સુખે,
નાના દેરનાં બોલ હસી ટાળજે
દેરાણીમાં રાખજે સંપ, કરવો ના કુસંપ, સુખે,
નાંની નણંદીના વેણતો સાંખીએ;
કદી રીસ ન કરીએ બાળ, સમાવીને કાળ; સુખે.
નાંના મોટાનો તોલ તું રાખજે.
પાળી નીજ કુળનો ધર્મ, ખોઇએ નહીં મર્મ; સુખે.
અમારી તું લાજ વધારજે,
જેથી સગામાં વાધે પ્રીત, માની લેજે ચીત;
તુજ વીયોગે દુખ બહુ થાય છે,
પણ જેવી જગતની રીત, પાળવી ખચીત. સુખે.

**લલીતા—** **કહોતો રાજા સાથે.**

શોક ન કરશો માતુ મારી, પુત્ર સર્વની સાસરે સારી;
સગાં સર્વે પાછા વળોને, ફીકર ન કરશો મારી લગાર; શોક.
પીતાજી મારા દુખ ના ધરશો, આપ શીખામણ અંતર ઉતારી, શોક,
દીલગીરી સરવે દુર કરીને, શાન્તીને પામો ઘેર પધારી. શોક.

**પ્રભાવતી—** **રાગ સીતાજીના મહીનાનો.**

લલીતા કરૂણાળુ બેન, પ્રીતેથી પધારજે.
મારી પ્રત્યેનો તારો પ્રેમ, હમેશાં વધારજે;
જુદું પડતાં હો વહાલી બેન, અતી અકળાઉંછું;
કેમ પડશે હવે મને ચેન, મનમાં મુંજાઉછું.
મારી રદય તણી હવે વાત, કરીશ હું કોની કને;
કોના સંગમાં વહાલી બેન, ફરીશ હું ખુશી મને.
માજીની તું અરે શાણી બેહેન, ચીન્તાતો કરજે નહીં;
તારી માને મારી મા, દીસે એમ જાણું સહી.
પત્ર પ્રીતે હો વહાલી બેન, લખજે તું મુજને;
વાંચી થશે મને સંતોશ, મળ્યા તુલ્ય તુજને.

**રાગ સદર.**

**લલીતા—**લઇ રજા તમારી બેન, સાસરે હું જાઉંછું.
જુદું પડતાં હો પ્યારી બેન, અતીશે અકળાઉંછું.
જેવા ચંદ્ર ચકોરને પ્રીત, વળી જળ મીનની;
તેવી દીસે આપણી રીત, શુદ્ધ થકી દીલની,
પુર્ણ હશે જો આપણી પ્રીત, તો ઇશ મેળાવશે;
શોક કરશો નહીં બેની ચીત્ત, લખ્યું તે કર્મે થશે.
માત પીતા સહોદર સરવ, પાછાં દ્વાર જાઓની;

**રાગ ગીતી.**

**પ્રભાવતી—**લલીતા સાહેલી, આજ જવાની તું સાસરીએ;
ઘણું ભેગાં રહીને, અંતે વીજોગનું દુખ દીલ ધરીએ.

**સદર.**

**લલીતા—**બેન ધીરજ મન ધરીએ, તુજ વીયોગે દુખી થાઉં ભારી;
લાચાર છઊં બેની, સ્ત્રી ધર્મનું સત્ય વીચારી.

જીવરાજ—
કમળા— } લલીતાબા જેમ અતીશે વખત સુધી તમારી સાથે ઉભું રહેવું પડે છે તેમ વધારે શોક પ્રાપ્ત થાયછે
(ગળગળીત થાય છે.)

લલીતા—મારાં પ્યારાં માતુ પીતાશ્રી આપ ચીંન્તાતુર થાઓ નહીં હર વખત પત્રદ્વારાઇએ આપને મારા સમાચાર આપતી રહીશ.

કમળા—મારી વહાલી પુત્રી વહેલી સાસરેથી આવજે.

લલીતા—આપનો વાસતલ્ય પ્રેમ જુદું પડતાં મારૂં મન ભેદી નાંખે છે પણ આપણા ગ્નાતીના રીવાજ મુજબ ગયા વગર ચાલે નહીં.

જીવરાજ—લલીતા તું જેમ વધારે વખત લંબાવે છે તેમ અમારૂં દીલ વીયોગના દુખથી વધારે વધારે શોકાધીન થતું જાયછે માટે રથમાં બેસો.

લલીતા—પીતાશ્રી મને તેડાગર જેમ બને તેમ વેલાસર મોકલશો.

કમળા—મારી બાપુડી તારો પત્ર આવશે કે તુરત મોકલીશ પણ હવે તારે કાંઇ જોઇતું કારવતું હોય તો માગી લેજે.

લલીતા—બા મારે એક માગણી કરવીછે તે ઘણી અયોગ્યછે તે એજકે આપણા પંથીરામભાઇને મારે સાથે તેડી જવાનો વીચાર છે પરંતુ તેની વગર તમને ચેન પડે નહીં માટે કહેતાં શરમાઉછું.

જીવરાજ—અરે બા એમાં શી મોટી વાત છે ખુશી સાથે લઇજા (પંથીરામ પ્રત્યે) પંથીરામ તારે લલીતા બેનની સાથે જવાનું છે માટે તૈયાર થા.

પંથીરામ—હુતો તૈયારજ છું.

લલીતા—પ્રભાવતીબા તારા વીયોગથી મારે બહુ દુખ પ્રાપ્ત થાય છે પણ બા લે હવે આવજે.

પ્રભાવતી—હેતમાં વૃધી કરતી નીરંતર રહેજે લે હવે રથમાં બેસ.

લલીતા—(હાથ જોડી) માત પીતા સજની સર્વે સહોદર વીગેરે સર્વેને મારા પ્રણામ છે લ્યો હવે ઘર ભણી પધારો.

જીવરાજ—
કમળા—
પ્રભાવતી—
સર્વસબંધી— } લ્યો લલીતાબા હવે આવજો.

(સર્વ જાય છે)

## પ્રવેશ ૧૧ મો.

### (સ્થળ) સ્નેહપુરમાં દંભરાજની હવેલી.

**પાત્ર**—દંભરાજ, કર્કશા, કજીઆબાઇ, લલીતા, પંથીરામ, ગુલાબ વીગેરે નગરની સ્ત્રીઓ.

**લલીતા**—સસરાજી આપના ચર્ણાદવીંદમાં પ્રણામ કરૂં છું.

**દંભરાજ**—વહુ બા સદા સૌભાગ્ય રક્ષક રહો.

**લલીતા**—પુજ્ય સાસુ તથા નણદી કજીઆબા આપને પુર્ણ પ્રેમથી પ્રણામ કરૂં છું તે આપના કોમળ રદયમાં અંગીકાર કરી આશીરવાદ આપશો.

**કજીઆબાઇ**—જો સુધરેલીની છોકરી આવી. પગે તો પડતી નથી ને પરણામ ફરણામ કરૂં આવી કે તુરત છટકેલીના ચાળા કરવા મંડી પણ એવું અંહીઆ ચાલવાનું નથી.

**કર્કશા**—વહુ બા એવું બોલવું અહી પાલવશે નહીં જુની રીતી મુજબ ચાલશો તો ઠીક.

**લલીતા**—આપને હું પ્રણામ કરૂં છું તેમ કહ્યું તો તેમાં શું વધુ પડતાં શબ્દો બોલીછું હુતો આપની પાસે છોકરૂં ગણાઉં તો વખતે કાંઇ વધુ ઘટુ બોલી જવાય તેની આપને ક્ષમા આપવી જોઇએ.

**કજીઆબાઇ**—જોયું બા ભાભી કહે છે કે હું છોકરૂં તારા બાપે ગધેડા જેવડી તો કરી છે તો છોકરૂં કયાં સુધી રહીશ.

**લલીતા**—અરે નણંદ બા વચન પ્રહારથી શા માટે મારૂં ચીત્ત ભેદી નાંખોછો મારી ઉપર તો આપને કૃપા રાખવી જોઇએ.

**કજીઆબાઈ**—આતો રાણીસાબને કાંઇ પણ નહીં કહેવાય જરા માત્ર બોલી ત્યાંતો કહે છે કે શીદ વીંધી નાંખોછો અંહીઆ તને લાડ લડાવવા તથા સાંગી માચી ઉપર બેસારવા લાવ્યા નથી. તું ધન વાળાની છોકરી એમાં અમારે શું કાંઈ તું દબાવી મારે તેમ છે.

**દંભરાજ**—વહુ નમ્રતા પુર્વક વીનવે છે તાં સામે લેતી પડી દેવા કંકાસ કરવા બેઉ જણીઓ તૈયાર થઇ છે તમારામાં બેસાશે શી રીતે.

**કજીઆ**—તમે સુધરેલા તેથી તમને ભણેલીના વચનો સારાં લાગે

બાકી અમને તો દેખીતી છીનાળ જેવી લાગે છે.

**દંભરાજ**—બેસ છાની માની બોલતાં શર્મ પણ થતી નથી તારાં કુત્રાકયો મારાથી સહન થઇ શકતાં નથી.

**કર્કશા**—છોકરીને તમારે પજવવી નહીં સહન થાય નહીં તો બારણે જઇને બેસો.

**દંભરાજ**—તમારાથી તો થાકયો લ્યો પાણો ફોડો માથું ને કાઢો રાતું

( દંભરાજ જાય છે )

**પંથીરામ**—કજીઆબાઇના ગુણ નામ પ્રમાણેજ લાગે છે

**કજીઆ**—ગોર મારાજ તમારે વધુ ઘટુ બોલવું નહી તારી લલીતાની હું કાંઈ દાસી નથી જેમ ફાવશે તેમ બોલશું તેમાં તારે શું

**પંથીરામ**—ચુપ બેસ છાની માની. હજી મારી લલીતા બેને તારા ઘરમાં પગ મુકયો છે ત્યાં તો કેવા અપ શબ્દો કાઢે છે પણ જો કાંઇએ ચેં કે ચું કર્યું તો બારણે કાઢી મુકીશ.

**કર્કસા**—અલ્યા ભામટા મારી છોકરીને કાંઇ પણ કહીશ નહીં નહીંતો જોવા જેવી થશે.

**પંથીરામ**—ચુપ રાંડ બેશ છાની માની સંખણી.

**કજીઆ**—મારા રડયા સંખણી કોને કહે છે સંખણી તારી રોશી

**લલીતા**—પંથીરામભાઇ વખત વરતી સહન શીલતા પકડો.

**પંથીરામ**—લલીતા બેન તને બીક લાગતી હશે પણ મારાથી આવાં કઠોર વચન સહન થશે નહીં આ વખત કાંઇ પણ બોલેતો રાંડોના મુંડાજ ભાંગી નાંખુ.

**કજીઆ**—ઓય મારો રડયો આતો કહે છે કે મુંડા ભાંગી નાંખીશ લે ભાગ જોઇએ માથું ધરે છે.

**પંથીરામ**—અરે રાંડ છાટકી માથું કોની પાસે ધરે છે સંખણી દુર રહે તને અડવાથી અપ ભ્રષ્ટ થઇશ.

**કજીઆ**—આ રાંડ એના માટીને સાથે તેડતી આવી છે શું અંહીઆ તારા બાપનું છોલાવવું હતું આ ભામટાનાં કેવાં કઠોર વચન સાંખવાં પડે છે

**કર્કશા**—મારી દશા કોણ જાણે કેવી બેઠી છે ઘરબાર ઘરેણે મુકવા પડયાં છોકરી રાંડી. ઉપર જતાં આ સુધરેલાની છોકરી આવી તે કોણ જાણે શુંય કરશે એના બાપને સાથે તેડી

લાવી છે તેને શું ચોળીને ખવરાવશે.

**પંથીરામ**—ચુપ દૃષ્ટ રંડા બોલતાં કાંઈ પણ શરમાતી નથી તેનો ચોટલો ઝાલી લે મારૂંતો ગમે તે થાય પણ તારાં પાંસલા રંગી નાંખીશ.

( કર્કશા રાડ પાડે છે ને કુસુમમતી પ્રવેશ કરે છે )

**કુસુમમતી**—જો રાંડ પોતાની સાસુને માર ખવરાવવા પોતાના સાંઢને લેતી આવી છે.

**કજીઆ**—હા બા હા અમારા કર્મના ભોગ પણ મારી માને પેલો ભામટો જુઓની મારે છે તે પાપીના હાથમાંથી છોડાવો.

**લલીતા**—અલ્યા પંથીરામ કેમ બહુ છકી ગયો છે મારી પુજ્ય સાસુનો ચોટલો મુકી દે. (ગુલાબ પ્રવેશ કરે છે)

**ગુલાબ**—અરે કર્કશા તમે તે કેવાં કહેવાઓ હું કયારની એકાગ્રહ ચીતથી સાંભળુ છું વહુનો તો બીલકુલ વાંક નથી. બ્રાહ્મણ ટેકી માણસ લાગે છે તમારા બોલવા ઉપરથી ત્રાહીતાના રૂવાડા ઉભા થાય તો તેને ક્રોધ કેમ ના ચડે વળી આડોશી પાડોસી પણ બળતામાં વારી હોમવાને તૈયાર થાય છે ( નાગરીક સ્ત્રીઓ પ્રત્યે ) બારણે જાઓ (લલીતા પ્રત્યે) વહુ બા તમારા બ્રાહ્મણને ક્ષણવાર બારણે જવા રજા આપો અને તમે મારી સાથે મારે ઘેર ચાલો.

**પંથીરામ**—બા તમે સારાં માણસ લાગો છો હું કદી વધુ પડતું બોલું નહીં પણ સહનતા કેટલીક પકડવી.

**કર્કશા**—તમે બધાં શીખામણ આપવા આવો છો પણ કાંઇ ખબર પડે છે આ ગોરનું અહીંઆં શું કામ હતું કે સાથે તેડી લાવી એને ખવરાવવું શું.

**લલીતા**—તે વાતની તમારે બીલકુલ ચીન્તા રાખવી નહીં મારા પીતાએ મને ત્રીસ હજારની હુંડી લખી આપી છે વળી જોઇએ તો મંગાવી લેજો એવી રીતની ભલામણ પણ કરીછે મારા પીતાએ આને મોઢે ચડાવેલ તેથી બોલવાની છુટ વધુ છે મારા રક્ષણ કાજે સાથે તેડતી આવી છું.

**કજીઆ**—અહીંઆ તને કોણ ઉપાડી જતું હતું.

**કર્કશા**—(ત્રીસ હજારની હુંડી ભાળી) કજીઆ હશે આપણે સાં-

ખીજું તે હળવા માબાપના નહીં થઇએ મોટા ઘરનું માણસ માટે કાંઇ ન કહેવાય.

**ગુલાબ**—તમારો સ્વભાવ સુધર્યોજ નહીં બીચારી વહુને પૈસાનો મદ કયાં છે એતો તમારી ઉપર પડતી આવે છે સારા નરસાનું બીલકુલ તમને પારખું નથી નંદનકુમારને મોઢે ચડાવી ખુવાર કર્યો તેણે સર્વસ્ત ઉડાવી મુકી ખરાબી કરી પણ આગાઉથી જો કેળવણી આપી હોતતો આમ કદી ના બનત પણ મને એમ લાગે છે કે આ વહુ તેને સુધારશે, પછી તો તમારા સર્વેના જેવાં કીસ્મત ધીરે ધીરે વહુને ઘરની બાબતથી વાકેફ કરો લ્યો હવે હું જાઉંછું વળી લડતા નહીં.

( ડ્રોપસીન પડે છે )

## પ્રવેશ ૧૨ મો.

### (સ્થળ) નંદનકુમારનો મેહેલ.

**પાત્ર**—નંદનકુમાર અને પાછળથી લલીતા.

**નંદનકુમાર**—મારી માશુકડી પાસે જઇ આવ્યા આજે આઠ દીવસ થયા તેથી તે બીચારીને મારા વીના બીલકુલ ચેન નહી પડતું હોય પણ આ રાંડ ઘરેણું ઘણું લાવીછે તેની પાસેથી લઇને જાઉં હમણાં આવશે. (સુઇ જાય છે)

**લલીતા**—નંદનકુમારનું વદન તપાસી.

**પીતાજી આ કોપ તમે શો કર્યો.**

અરે હાશ જુલ્મ તમે શો કર્યો, હંસણી સાથે કાગનો સંબંધ ધર્યો.
કેવો થયો નીંદ્રામાં ચકચુર, વદન જોઇ મારૂ બળી જાય ઉર.
દેખી તું તો લાગે છે કાળનું રૂપ, દુષ્ટ ગોરે ઝોકી મોટો જોઇ કૂપ
વ્યુખસના દગ વળ્યા છે અપાર, વળી દુર્ગંધ તણો નહી પાર,
હાય જોઇ છાતી ફાટી તો જાય, દેખી દીલમાંહે પ્રગટે છે લાય,
વીરહાગ્ની તાપ તો કેમ વેઠાય, ત્યારે આની સાથે ક્રીડા કેમ થાય
પેલે ભવ પાપ કીધેલાં અપાર, જન્માંતરે સુધી દુઃખી સંસાર.
પણ મન સાથે રાખવી ટેક, શીયળ મારે સજવું એમાં નહીં ફેર.

(નંદન કુમારના પલંગ પાસે જઇ પ્યારા સ્વામીનાથ આપની અર્ધાંગના આપની સમક્ષ દી કરજોડી ઉભી છે તો કૃપાદ્રષ્ટીથી જરા નીહાળી જુઓ અત્યારમાં કેમ પોઢયા છો.

**નંદનકુમાર**—અલી સાફાઈ તો સારી આવડે છે (સામું જોઈ) રાંડ કેવી વેઢા જેવી બની ગઈ છે રાંડ તેં મારા જેવા કેટલાક કર્યા તે કહે.

**લલીતા**—અરે પ્રાણુનાથ તીવ્ર વચન બાણુથી શા માટે ઘાયલ કરોછો

**નંદન**—જો બીજા ન કર્યા હોય તો આવી કયાંથી જામીજા.

**લલીતા**—મારા નયન વીલાસ આ પૃથ્વીપર વસનારા આપ સીવાય તમામ બન્ધુ પીતા તરીકે છે અને એવી ટેક ઇશ્વર મારી સાચવશેજ પણુ કામગ્નીથી અધરામરત પીવા માટે ઇચ્છા ધરાવું છું.

**નંદન**—હવે જાણ્યું તારી શેખી દૂર રહે વ્યભીચારણી.

**લલીતા**—હાય હાય પરમકૃપાળુ પરમેશ્વર હર હર શંકર પૃથ્વી માતા આવા સમયમાં મને મગન કેમ નથી આપતી અરે પ્રાણુનાથ વચન પ્રહારથી મારૂં ચીત્ત ભેદી નહીં નાંખતા કૃપાદ્રષ્ટી કરો હું સોગન ખાઇને કહું છું કે આપ વીના સર્વે બન્ધુ પીતા છે માટે આવો દુશ્ટ સંકલપ આપના કોમળ રદયમાંથી કાઢી નાંખી દાસી પ્રત્યે જુલમ ના ગુજારશો આપ મારા શીર છત્ર છો તમારા વીના સર્વ મારે નકામું આ દેહ પણુ આપનીજ છે માટે દાસી ઉપર દયા લાવી સેવા અંગીકાર કરવા કૃપા કરશો.

(પલંગ ઉપર બેસવા જાયછે)

**નંદનકુમાર**—અરે વ્યભીચારણી અહીંઆ તારા બાપનું શુ દાટયું છે દૂર રહે.

**લલીતા**—અરે પ્રાણુનાથ પ્રાણુનાથ ક્ષમા કરો.

**નંદનકુમાર**—મેં તને કેટલીક વખત કહ્યું તું દૂર રહે તેમ છતાં પણુ માનતી નથી લે લેતી જા. (ધકકો મારેછે.)

**લલીતા**—અરે મારા પ્રાણુથી પણુ અધીક પ્યારા આવો અસંખ્ય કોપ અર્ધાંગના ઉપર શા માટે ગુજારો છો કામાગ્નીથી બેહાલ સ્થીતીમાં પહોંચી છું તો દુખ ઉપર ડામ નહીં દેતાં પ્યારીને સેવામાં લેશો.

**નંદન**—છીનાળ ડહાપણુ મુકી દુર રહે મારે ચીન્તાનો પાર નથી અને તારે વીલાસ કરવો એ ક્યાંથી પાલવે.

**લલીતા**—નયનકાન્ત આપની ઉપર એટલી બધી શી આફત આવી પડી છે તેના ટુંક હેવાલથી આપનો ઉગ્ર કોપ સમાવીને દાસીને વાકેફ કરવા કૃપા કરશો તો મારાથી જેટલી બની શકશે તેટલી સહાયતા કરીશ.

**નંદન**—તારે તેનું શું કામ છે પીશાચણી. ઉજાગરો કરાવવા કયાંથી આવી.

**લલીતા**—આપને શી આફત છે તે પુછુછું તેમાં કોપ નહીં કરશો કેમકે પ્યારા પ્રત્યે શેવા બજાવી પોતાથી બને તેટલી મદદ કરી આફત દુર કરવી એ દરેક સ્ત્રીની ફરજ છે આપને ઉજાગરો કરાવી દુખ ઉપજાવવુ એ મને લાઝમ નથી એમ હોય તો ભલે નીંદ્રાવશ થાઓ લ્યો હું પગચંપી કરૂ.

**નંદન**—(પગમાં ગુમડું દુખાતાં) લલીતાને તમાચો મારી દુષ્ટ શંખણી મુકય તારી શેવામાં પુળી મારા પલંગ પાસે આવીશજ નહીં.

**લલીતા**—પ્રાણનાથ એક શું ભલે બે મારો પણ મને કાંઇ ખબર નહોતી કે આપના કોમળ ચરણમાં ગુમડું હશે લ્યો હવે સંભાળીને ચાંપીશ.

**નંદન**—તારે સુવા દેવો છે કે માર ખાવો છે.

**લલીતા**—જો આપને નીંદ્રા આવતી હોય તો સુખેથી આરામલ્યો.

(સુઇ જાય છે,)

## રાગ સીતજીના મહીનાનો.

હાય આ શો જુલમ થાય અબળાની ઉપરે;
જોઇ ચીતડું ફાટી જાય, પ્રભુ તું કેમ દમે;
છે મુઢ મહા વિકાળ, સમજે નહી રીતમાં;
ખોટા ચડાવે છે આળ, લાય થાય ચીતમાં.
શું કીધેલાં પ્રભુ મેં પાપ, દુઃખી તું શાને કરે;
આ નીર્દય મુજને નાથ, દયા નહીં બાળાપરે.
ગડ ગુમડનો નહીં પાર, વીકાળ હાથ તેહના;
મારા સુજી ગયા છે ગાલ, અડતાં હાથ એહના.
રૂપ જોઇને ચડે છે કાળ, ઇશ્વર આ તેં શું કર્યું;
ગણે તુચ્છ મુને ગમાર, સુખ તો સર્વે ગયું.

કામ ક્રીડાનો છે આ વખ્ત, ગુમાવે મુર્ખ તે;
મારે માર મુને તે સખ્ત, ક્યાંથી સુખ ઉપજે.
ખુંચે નીચે કંકર પાણ, સહાય થાને વીભુ;
થઇ પડી છે દુખની ખાણ, અરેરે ઓ વીભુ.

પરમ દયાળુ જગતનીયંતા પુત્રી ઉપર આવો જુલમ શા માટે ગુજારે છે, તરણાનો મેરૂ ને મેરૂને તરણા તુલ્ય કરવાને સમર્થ છે અરે દુષ્ટ ગોર તેં કાંઇ પણ વીચાર કર્યા વગર કુવામાં જંપલાવી. આવા વ્યભીચારી નીર્દયની સાથે મારો સંબંધ બાંધ્યો અરે આના શરીરમાંથી એટલી તો દુરગંધ વછુટે છે કે પાસે પણ રહી શકાતું નથી આની પાસે મેં કેટલા કાલાવાલા કર્યા પરંતુ અંશ માત્ર પણ ધ્યાનમાં ન લેતાં મારી ઉપર કેટલો પ્રહાર કર્યો આ મારા કોમળ ગાલ કેવા સુજી ગયા છે જુલમ જુલમ જુલમ.

(નીંદ્રાવશ થતાં પાછી તુરત ઝબકી ઉઠેછે)

**નંદનકુમાર**—(નીંદ્રામાં) અરે તું ગીસામાં મારી પાસે આવ એ રાંડને હવે નહીં બોલાવું. ઉં ઉં ઉં ઉં.

**લલીતા**—આ દુષ્ટ ઉંઘમાં શું બકે છે તેણે કોઇની સાથે સબંધ બાંધ્યો હશે આવા ગુમાર ઉપર કોઇ આશક્તો થાય નહીં ત્યારે તે શું પૈસાને લોભે કપટમાં રમાડ્યા કરતી હશે. હા ખરેખર તેમજ તો પેલા ગુલાબબા કહેતાં કે તેણે બધો પૈસો ઉડાડી મુક્યો તે આની આશા રાખનારી એજ હરણ કરી લીધો હશે.

(નીંદ્રાવશ થાય છે.)

**નંદનકુમાર**—(એકદમ ઝબકી) અરે! વખતનો ઘણો વહી ગયો પ્રીયવંદા બીચારી બહુ દુઃખી થતી હશે. મારા વીના ઘડી ભર તેને ચેન પડતું નહીં તે આ રાંડના પ્રતાપમાં આઠ દિવશ વીયોગ વેઠવો પડયો હશે તેથી એના દુઃખનીતો સીમાજ નહીં પણ ઢીલ કરવાનો વખત નથી (લલીતા પાસે જઇ રાંડ કેવી સુતી છે લાગતો સારો મળ્યો (લલીતાના ગળામાં પાંચ પાંચ હજારના બે દાગીના કાઢી લઇ રસ્તે પડેછે)

**લલીતા**—(ઝબકી ઉઠી) અરે તે અત્યારે કયાં વહી ગયા હશે (ગલામાં તપાશી) અરે મારા બે હાર પણ લઇ ગયા કે શું.

**રાગ લલીત.**

અરર ઓ પ્રભુ આતે શી દશા, દુખદ વાદળાં મુજ શીરે ધસ્યાં,

મૂર્ખ નાથતો નાશીરે ગયા, દુસ્ટને દીલમાં નાવીરે દયા.
હ્રદય ફાટી રે જાય માહરૂ, અસહ દુઃખ તો આજ આવીયું;
કરમની ગતી દુષ્ટ થઇ અતી, વ્યભીચારી મળ્યો મુજને પતી.
જુવાની માહરી વ્યર્થ તો થશે, નીચ સંગથી સુખ તો જસે;
અગ્ની આવીને બાળી નાંખતું, પૃથ્વી માતરે વા સંમાવતું.
વીરહની પીડા અંગમાં અતી, ચેન ના પડે મુઢ થૈ મતી;
દયાળુ દેવરે સુખ તો કરો, નીજ દાશીનું દુઃખ રે હરો.

## પ્રવેશ ૧૩ મો.

### સ્થળ—પ્રીયવંદાનો મેહેલ.

પાત્ર-પ્રીયવંદા-દાશી-પાછળથી નંદકૂમારને છળદાસ.

**પ્રીયવંદા**—દાશી આજે આઠ દીવસ થયા પણ પેલો નંદન હજી આવ્યો નહીં શું તે તેની સ્ત્રીમાં લીન થયો હસે.

**દાસી**—બાઈ સાહેબ તેની આજે આવવાની અવધી છે માટે ઘણુ કરીને આજે આવસેજ. (નેપથ્યમાં)

**નંદનકુમાર**—કમાડ ઉઘાડો.

**પ્રીયવંદા**—દાશી સંભારતાં આવ્યો તો ખરો.

(નંદનકુમાર આવે છે)

**નંદનકુમાર**—પ્યારી ઉદાશીમાં લીન થયા દેખાવછો.

**પ્રીયવંદા**—પ્રાણ પ્યારા આપના દર્શન વીના ઘડી પણ ચાલતું નથી તો આજે આઠ દીવશ થઈ ગયા છતાં દર્શનનો લાભ ફકત અત્યારેજ મળ્યો ત્યારે ઉદાશી હોઉં એમાં શી નવાઇ.

**નંદનકુમાર**—પ્રીયવંદા તમારી પ્રીતી મારી પ્રત્યે કેવી છે તે હું ખાત્રી પૂર્વક સમજુછું. હું તમારી પાસે આવ્યા વગર રહુંજ નહીં પણ નીર ઉપાય પણ પેલો મુકતાહાર કેમ દેખાતો નથી.

**પ્રીયવંદા**—મારા નયનના વીલાશી પ્યારા આપના શોખનીજ ખાતર અંહી એ માહલ દુર એક વાડી છે તેની ખરીદી કરતાં તેમાં વટાવી નાંખ્યો.

**નંદનકુમાર**—પ્રીયવંદા પણ તે વીના તમારા સ્વરૂપમાં ન્યુનતા લાગે છે પણ તેનો મારે જલદી નાશ કરવો જોઇએ (બે હાર કાઢી) લ્યો આ હાર પેહેરો.

**પ્રીયવંદા**—આપ વીના દાશીની શોભામાં કોણ વધારો કરે પણ

ક્યાંથી લાવ્યા. હરકત આવે તેમ તો નથી કે.

**નંદનકુમાર**—હરેકત તો એટલી કે તમારો પંદર દીવશ વીયોગ વેઠવો પડશે.

**પ્રીયવંદા**—એમ કેમ બોલોછો.

**નંદનકુમાર**—આ એ હાર પેલી રાંડના છે તેના કંઠમાં બહુ શોભા આપતા તેથી મને અદેખાઇ આવી માટે ગુપ્ત રીતે તેને સુતી મુકી કાઢી લઈ તમારી પાસે આવ્યો સવારે તેને ખબર પડે ત્યારે મારા માબાપને કહી મારી ફજેતી લુટાવી ખુવાર કરે માટે પંદર દીવસ ગુપ્ત અમુક ઠેકાણું શોધવું પડશે.

**પ્રીયવંદા**—(કામ ઠીક કાડયું છે) ચાસન આપને એવો બહુ શ્રમ લેવાની જરૂર નથી આ કારણ સર આપનો વીયોગ વેઠવો પડશે એ મોહું દુખ ભરેલું છે થયું તે ખરૂં પણ અંહી-આજ ગુપ્ત રીતે રાખુતો કેમ.

**નંદન**—ના ના એમતો નહીં સમયને અનુસરી વર્તવું જોઇએ મારા માત પીતા મારી પાછળ શોધ્ય કરશે પણ ભાળ નહીં જશે ત્યારે તેઓ એવાતો પસ્તાશે કે કોઇ દીવસ કાંઇ પણ બોલશે નહીં તેથી આપણી આફત દૂર થશે અને અહીં આવતા વખત સર હરકત આવે છે તે નહીં આવે.

**પ્રીયવંદા**—વાહ આપની બુદ્ધી બહુ મોભાથ છે તે કહી શકતી નથી

( નેપથ્યમાં )

**છળદાસ**—પ્રીયવંદા કમાડ ઉઘાડો.

**પ્રીયવંદા**—છળદાસ આવ્યા કે શું.

**નંદન**—સ્વરતો તેના જેવોજ લાગે છે લ્યો હું ઉઘાડીઆવું.

**પ્રીયવંદા**—દાસી આ સુંબને જેમ પ્યાર બતાવીએ તેમ ઠગાયછે પણ તેની સ્ત્રી પાસે એક લક્ષ રૂપિઆનું ઘરેણું છે તેમાં દસ હજારનું તો આવ્યું બાકીનું જે રહ્યું તે ધીરે ધીરે લઇને ધકકો મારવો કેમ ખરૂં કે ખોટું.

**દાસી**—બાઇ સાહેબ તેમજ તો, કુળાચાર પ્રમાણે ધર્મ બજાવવો

( બંને આવે છે )

**છળદાસ**—પ્રીયવંદા આજેતો બહુ તેજસ્વી કાન્તા જણાય છે.

**નંદન**—શા માટે ન જણાય જ્યાં સુધી મારામાં પ્રાણ છે ત્યાં સુધી તેમના રૂપમાં ન્યુનતા રહેના દશે આજેતો ઉમદા એ

હાર લેતો આવ્યોછું.

**છળદાસ**—આપને છાજે પણ તેમજ, હારની કૃતી બહુ સુંદર છે તેથી પ્રીયવંદાના કંઠમાં બહુ શોભા આપે છે.

**પ્રીયવંદા**—અત્યારે મારી કાન્તી સ્વરૂપ ધારે છે તે નંદન સાહેબ નેજ લીધે બાકી તેમની હયાતી સીવાઈ હૂં કેવી સ્થીતીમાં રહું છું તે તો ફક્ત જગત નીયંતાજ જાણે છે સિવાય કોઇજ નહી.

**છળદાસ**—હું પણ સારી રીતે જાણું છું કે નંદન ભાઇ વીના તમારે ક્ષણવાર ચાલતું નથી. પણ હવે ગાયન કળા શરૂ કરો

**પ્રીયવંદા**—ગાયન કરવા લેહેજત આવતી નથી કેમકે લાલસાહેબ પંદર દીવસની રજા માગે છે.

**નંદનકુમાર**—આપનો વીયોગ ઘણો દુખદાયક છે પણ તેમ કર્યા વીના આપણુને છેવટના ભાગ સુધી સુખ પ્રાપ્ત થાય તેમ નથી, આઠ દીવસથી ગાયન સાંભળ્યું નથી તો મારી મનોવ્રતી આપના મધુર સ્વરની જીજ્ઞાસા રાખેછે માટે શરૂઆતી કરો

**પ્રીયવંદા**—જેવી પ્રાણનાથની આજ્ઞા.

**વહાલો પ્રીતમ વર વોહો શાણી સખી**

પ્રાણપતી સુખકારી, હો પ્યારા સ્વામી;
સોગન ખાઇને સત્ય વદુછું, આપ ઉપર બલીહારી. હો
પ્રાણ વીના ક્ષણું એક ના ચાલે, પ્રીત ના મુકો વીસારી. હો.
પ્રીય દાશીને દૂર નવ કરશો, પ્રેમ જાળ છે ભારી. હો,
પ્રીતમ વીન સર્વ સુનુંતો ભાસે, સર્વ શૃંગાર દુખકારી. હો.
પ્રીત થઈ તો પછી ના ચાલે, આપ વીના તલ ભારી. હો.
મુજે રદયમાં આપતો વસીયા, બીજુ સર્વ દૂખકારી, હો.
લલીતાને તો વીસારી મુકો, મારૂં કહેવું દીલધારી. હો.
પંદર દીવસની રજાતો માગો, કામગ્ની કસ્ટ ભારી. હો.
અવધ ઉપર દીન એક જો જાશે, દેહ નાંખુ પ્રજાળી. હો
જરૂખે બેસી વાટડી જોઉં, પ્રીતમ વશ છે પ્યારી, હો.

**છળદાસ**—તમારૂં મધુર ગાયનલાલને ઘાયલ કરે તેવું છે.

**નંદકુમાર**—પ્રીતીનું આકરશણ તેવુંજ છે પણ શું કરૂં તેમ કર્યા વીના ચાલે તેમ નથી અવધો ઉપર બરાબર આવીશ.

**પ્રીયવંદા**—વહાલા કાન્ત બરાબર વચને પળજો નહીંતો આ દેહ

રહી શકવાની નથી,

**નંદન**—પણ ભટકવું પડે નહીં અને સુખમાં દીવસો નીર્ગમન કરૂં એવા ગુપ્ત ઠેકાણાની જરૂરછે.

**પ્રીયવંદા**—અહો તેમાં શી મોટી વીશાત છે કનનાપુરી નગરીમાં મારી બેન ચંદ્રાવળી રહેછે તે મારા જેવીજ પ્રીતી દરસાવશે વળી પતો પણ લાગશે નહીં. (ચીઠી લખ્યા બાદ.)

**પ્રીયબેની ચંદ્રાવળી.**

**મુ. કનકા પુરી**

વીશેશ લખવા મુરાદ કે અત્રેથી શા. નંદનકુમાર દંભરાજ આપની તરફ આવ્યાછે તેને કુળાચાર પ્રમાણે રીતી દરસાવી ચપળતાપર ધ્યાન ન આપતાં પ્રીતી રૂપી આકૃશણથી નીચેવી લેશો આપની તરફ મોકલવાની મતલબ ભોગી ભ્રમર તમારી સમક્ષ કહેશે તેમની સાથે મારો બે વરસથી નીકટ સબંધ છે તો આપ પણ બતલાવશો મીતી સદર,

**તમારી દર્શનની અભીલાશી બેન પ્રીયવંદાના**

**છળદાસ**—અહાહા પત્ર લખવાની ખુબી સારીછે વખત પણ ઘણો થઇ ગયોછે માટે હું પણ જઇશ.

**પ્રીયવંદા**—નંદનકુમાર પ્રત્યે પ્રાણ વીલાસ પંદર દીવસ ઉપરાંત એક ઘટીકા જશેતો મારો દેહ પૃથ્વી ઉપર ન રહેતાં પરમ દયાળુ પરમેશ્વરની શેવામાં હાજર થશેમાટે વેલાસર પધારજો

**નંદનકુમાર**—મારા પ્રાણથી પણ અધીક પ્યારી ચંદ્રકળા અવધી ઉપર બરાબરજ આવીશ માટે નચીંત રહો.

**પ્રીયવંદા**—બરાબર વચને પળજો (છળદાસ પ્રત્યે) તમે ફુરસદની વખતે પધારતા રહેશો કેમકે પ્રાણાધારનું એક આપ અંગછો તો નયન વીલાસ આવતાં સુધી આપનેજ સ્વામીનાથ માનીશ, (સર્વ જાયછે)

## પ્રવેશ ૧૪ મો.

### (સ્થળ) દંભરાજની હુવેલી.

**પાત્ર**—દંભરાજ કર્કશા રૂપીઆબાઈ લલીતા બુદ્ધીસાગર ગુલાબ

**જોડી તે નવ જોઇ માડી,**

**લલીતા**—સુણો સાસૂ સસરા મારા (૨)

અર્ધા રાત્રે ઉઠી ચાલ્યા, પ્રાણ જીવન પ્યારા;
નથી વાંક જરી મારો. (૨)
હું હીણ ભાગી અતી, બનીછું બુરો જન્મારો.
હુ હતી નીંદ્રા માંહી. (૨)
હાર એ મારા કાઢી લઇને નાશી ગયા કહાઇ
**કજીઆ**—નીર અપરાધી બન્ધુ મારો. (૨)
વગર વાંકે તેં પરદેસ કાઢી દિધો દુખીઆરો.
**લલીતા**—બળતામાં શું નાંખો વારી (૨)
વગર વીચારે વચન પ્રહારથી કરો ના દુખીઆરી.
**કર્કશા**—હાલી ઠગાઈ મેલ તારી. (૨)
પુત્ર મારાને પરદેશ કાઢી ચરીત્ર કરે ભારી.
**લલીતા**—માતા તુલ્ય તમેછો મારાં (૨)
વચન પ્રહારે મારો ન મુજને પુન્ય સાસુ પ્યારા.
**કજીઆ**—પ્રપંચ જાણ્યો હવે તારો (૨)
મુજ બન્ધુને દુખતો દઇને કાઢ્યો ઘરબારો.
**ગુલાબ**—બાઈ અમસ્થા શીદ બોલો (૨)
સાસુ વહુની રીત પ્રમાણે સંપીને ચાલો.
કજીઆ કલેશ નહીં કરતું. (૨)
બીચારી વહુ કાલ આવીછે દૂખ દેછે બહુ
તમારો નંદન દૂરાચારી (૨)
ફીટલ પેઠે ચાલ્યો ગયો તેમાં શું કરે બીચારી
**દંભરાજ**—પ્રભૂ મારા દુખનો નહી આરો (૨)
કલંક લગાડયું કુળની માંહે બુરો જન્મારો.
વૃદ્ધા સ્વથા થઇ મારી (૨)
પુત્ર તણું તો સૂખના ભાળ્યું, ફજેત થયો ભારી;
દૂરાચારી બન્યો ભારી (૨)
ધન દોલતને માલ લુંટાવિ કીધાં ખુવારી.
**બુદ્ધીસાગર**—અરે ભાઇ શોક નહીં ધરવો (૨)
ઇશ્વર કૃતી સત્ય માનીને, વિચાર પરહરવો;
નંદનની તપાસ તો કરવી (૨)
હૃદયામાંથી કલેશ કાઢીને, હામ ચીત ધરવી.

દંભરાજ—માઇ તમે સાથે તો ચાલો (૨)
હું એકલાથી કાંઇ નહીં બનશે ફજેત થઈશ ઠાલો.
(પંથીરામ પણ નંદનકુમારની તપાસે જાય છે)

## પ્રવેશ ૧૫ મો.

### (સ્થળ) ધોરી રસ્તો.

પાત્ર—દંભરાજ, બુધીસાગર અને પાછળથી છળદાસ.

### સહીઅર દુખ શું દાખવું.

દંભરાજ—પુત્ર પ્યારો જડે નહિ, અરે મિત્ર આ વાર;
લહાય લાગે મુંજ તનમાં, સહાય થા જગદાધાર પુત્ર.
વૃદ્ધા અવસ્થા માહરી, પડીઉં અતીશે દુખ;
સુખનો સુર્ય અસ્ત થયો. કલંક લાગ્યુ કુળ. પુત્ર.
દુષ્ટ છળદાસના સંગથી ભ્રષ્ટ થયો નિરધાર;
ધન દોલતને વાડીઓ. ઉડાવ્યા તેં અપાર. પુત્ર.
વિચાર કર્યો નહિં લેશ મેં, અતિ લડાવ્યાં લાડ;
કેળવણી તો આપી નહિં, થઇ પડયો દુખની ખાણ. પુત્ર.
વેશ્યા વ્યસન નિશેધથી, કામમાં થયો અંધ;
બહુ આવ્યા તેજ રાત્રીએ, મચાવ્યો અતી ધંધ. પુત્ર.
દાગીના તેના લઈ કરી, નીકલ્યો ઘરથી બહાર;
અરર પ્રભુ હવે શી ગતી. લાગે નહિ કાંઇ ભાળ. પુત્ર.
પુત્રી રાંડી બાળાવયમાં, તેનો સમે નહિ શોક;
દુખ ઉપર તો દુખ પડે, આતે ઇશ શો કોપ. પુત્ર.
તે સઘળુંરે વિસારૂં હું, આવે પુત્ર જો હાથ;
આવા બારીક સમયમાં. સહાય થા જગતાત. પુત્ર.
નંદન હમેશાં જોઇને, ઠરતો દીલની માંહ,
તેનીરે ભાળ લાગે નહિ, પ્રગટે દીલમાં લાય. પુત્ર.

બુદ્ધીસાગર— ઇંદ્રિસભાની ગજલ.

શાણા મીત્ર શોક છોડી, કહ્યું માનોની આજ;
નચીંત થઇને ઘેર ચાલો, પ્રભુ રાખે લાજ,
પ્રથમ વિચાર ના કર્યો ને, મોઢે ચડાવ્યો બહુ;
દુખ માથે આવે જયારે, સંભારે છે સહુ.

પણ પછી શું કામ આવે, વીચારોની ભાત;
રાત્રીનો સમય થયો, જડશે નહિં વાટ.
પુર્વના પુન્ય થકી જો, મળશે છળદાસ;
દીનદયાળની કૃપા થકી, પૂરી થશે આશ.

( રસ્તે જતાં છળદાસ મળે છે )

બુદ્ધીસાગર—પરમદયાળુ પરમેશ્વરને આપણી આશા સંપુર્ણ કરવી હોય તેમ લાગે છે કેમકે જેનો ખપ છે તેજ અત્યારે મળ્યા

દંભરાજ—છળદાસ ભાઇ આપને શર્ણું શીશ મુકીને કહું છું કે તમારૂં આજે એક કામ પડ્યું છે તે કામ આપ પાર પાડશો એવી મને સંપુર્ણ ખાત્રી છે.

છળદાસ—મુરબ્બી કાકાશ્રી આવી અઘટીત ઉપમાને હું યોગ્ય નથી. જે કામ હોય તે ખુશીથી ફરમાવશો.

બુધીસાગર—ભાઇ એટલુંજ કામ છે કે નંદનકુમાર બાર તેર દિવસથી ક્યાંઈ ચાલ્યો ગયો છે અમે તેની ઘણી શોધ કરીને થાકયા પણ કયાંઇ પતો મળ્યો નહીં તો મેહેરબાનીની રૂએ આ કામ પાર પાડવાનું માથે લેશો તો જન્માતર સુધી અમે તમારાં આભારી થઈશું.

છળદાસ—કાકા તેની મને ખબર નથી તો શી રીતે તપાસ કરૂં.

દંભરાજ—(સ્વગત કેવો કપટી છે) ચાસન ભાઇ તમને માલુમ નહિ હોય એ વાત ખરી પણ તમને પતો લાગશે એવી મને આશા છે તેના બદલામાં હું તને મારા ગજા માફક આપી ખુશી કરીશ ઉપકાર નહીં ભુલું.

છળદાસ—એ વાતની હું ના નથી પાડતો પણ ભાળ મળવી અગર ન મળવી એ ઇશ્વરાધીન છે.

(ડ્રોપસીન પડે છે)

## પ્રવેશ ૧૬ મો.

### સ્થળ—પ્રીયવંદાનો મેહેલ.

પાત્ર—પ્રીયવંદા-દાસી અને પાછળથી નંદનકુમાર ને છળદાસ.

પ્રીયવંદા—દાસી આજે પંદરમા દીવસની અવધી છે માટે તે મુર્તી ઘણું કરીને આજે આવવાની વળી એવિ ખબર પણ સાંભળ

છે કે દંભરાજ શેઠે છળદાસને નંદનની તપાસે મોકલ્યા છે.

**દાસી**—બાઇ સાહેબ તે સત્ય છે દંભરાજે ઘણી ગોત કરી પણ પતો ન મળતાં છળદાસને મોકલ્યા આ વાત ઘણી ફાયદાકારક છે કેમકે હવેથી દંભરાજ શેઠ તેને કાંઇ કહી શકશે નહીં.

**પ્રીયવંદા**—દાસી તારૂં કહેવું યથાર્થ છે તેની પાસે હવે બહુ પૈસા રહ્યા નથી. ફકત તેની સ્ત્રી પાસે જેટલું ઘરેણું છે તો તેટલું પણ લઇ લેવું પછી આપણી રીતી મુજબ રજા આપવી.

**નંદનકુમાર**— } પ્રીયવંદા દરવાજા ઉઘાડો.
**છળદાસ**— }

**દાસી**—બાઇ સાહેબ સંભારતાંજ આવ્યા લ્યો ઉઘાડી આવું

( છળદાસને નંદનકુમાર પ્રવેશ કરે છે )

**પ્રીયવંદા**—પધારીએ સાહેબજી (આસન આપે છે ) નંદન પ્રત્યે મારા વીલાસીકાની આપના દર્શનથી મારે સોનાનો સુર્ય ઉદય થયો મારા હત ભાગ્યને લીધે પંદર દીવસ વીયોગનું સંપાદન કરવું પડયું આજે પંદરમા દીવસની અવધી હતી તેથી અગાઉથીજ મેં વિચાર્યું કે આપને ગાયન કળાનો બહુ શોખ છે તેથી આજની ખુશાલી નીમીત એક જુજ ગાયન રચી મુક્યું છે ( દાસી પ્રત્યે ) આજે પ્રાતસકાળમાં મેં તને કાગળ આપ્યો હતો તે લાવ (દાસી આપેછે) લ્યો છળદાસ વાંચો.

**છળદાસ**—તમારા મધુર ગાયનથી લાલ સાહેબ બહુ રંજન થાય છે માટે તમે વાંચો.

**પ્રીયવંદા**—જેવી ખુશી. જોઇ દેજો જવાબ આપુછું હું.

ઘણો ખુશીનો દીન આજ જાણુંછું હું;
જાણુંછું જાણુંછું જાણો તમે. ઘણો.
પ્રાણથી વહાલો આવે જો હમણાં, રંગે રમાડી ખુશી કરૂં; ઘણો.
ઇશ્વર એને આંહી મેળાવો, દાસી મુખથી માગે છે તે. ઘણો.
કંથ વીના હું ઘેલી ફરૂં છું, જેથી દુખતો પામી રહું. ઘણો.
સ્ત્રીને સ્વામી મળે જે વારે, અમૃત કરતાં અધીક તે. ઘણો.
સુર્ય દેખીને કમળ પ્રફુલે, તેમ દર્શનથી ખુશી રહું. ઘણો.
પ્રભુ પાસે હું અર્જ કરીને, પ્રીતમ પ્યારો મેળાવ તું. ઘણો.

**છળદાસ**—અહા નંદનભાઇ તમારા દર્શનને માટે કેવો અભીલાશ ધરાવેછે.

**નંદન**—મારૂં ચીત્ત પણ અમ્રરામૃત ચાખવાને ઘણી ચાહના કરતું પણ પ્રિયવંદાની બેને પ્રીતીનુ એવુ તો આકર્શણ કર્યું કે તેમનામાં હું લુબ્ધ બની ગયો તેમની કાન્તી પ્રીયવંદાની બરાબર છે જેમ જળ વિના મચ્છ જુદું રહિ શકે નહીં તેમ તેમનિ સાથે મારે એવીજ પ્રેમગ્નતા બંધાણી તેથી અહી આવવાનિ બિલકુલ ઇચ્છા ન રહિ પણ તમારા પ્યારનિ દાખલ અત્રે આવવું પડયું.

**પ્રીયવંદા**—પ્રાણજીવન તેમાં કાંઈ આશ્ચર્ય નથી કેમકે રીત પ્યાર દરસાવવાનિ વળિ મારીજ બેન અને આપ જેવા સુજ્ઞ દીલદાર પ્રાણરક્ષક તો પ્યાર કેમ ના દરસાવે આપનામાં ભાશણની છટાપણ સારી આવી છે.

**નંદન**—આપણે કોઇ દીવસ પાટલા ઉપર ધુળ નાંખી નથી કે બોળા ઉપર કાજો પાડયો નથી. પણ તમારો સહવાસતો બોલવાની હરિફાઇ કેમ ના આવે વળી તમારી બેન પાસે પંદર દીવશ તદન વીલાસમાં કાઢયા તો સાફાઈ શા માટે ન આવે.

**પ્રીયવંદા**—આપ કામ ક્રીડામાં એવા તો પ્રવીણ છે કે મારી બેનને તમારા વિના ચેન પડસે નહિ કાંઇ સંભારણુ રાખ્યુ છે કે કેમ.

**નંદન**—મારામાં કહેવાપણું હોયજ નહીં તમે જાણે છો કે હું અહીઆંથી ગયો ત્યાર ફક્ત સાઠ તોલાની હિરાકંઠી હતિ તે શ્રીફળની શેશ માફક તમારી બેનને ભેટ કરી.

**છગદાસ**—વાહ પ્રીયવંદા દીલનાતો બહુ ઉદાર છે.

**પ્રીયવંદા**—કેમ ના હોય નગરશેઠનું ફરજન છે.

**છગદાસ**—નંદન ભાઇ ચાલો તમારા ઘરે જઇએ.

**નંદન**—હુ તો ત્યાં આવવાનો નથી કેમકે જાઉં કે તરત બકબક કરે એ આપણને બિલકુલ પસંદ ના પડે.

**છગદાસ**—પણ અગાઉથીજ એવો બંદોબસ્ત કર્યો છે કે તમને દેખી કાંઇ પણ ન બોલતાં એવા તો હર્શાતૂર થશે કે જીભાએ કહી શકાતુ નથી.

**નંદન**—પ્રીયવંદા તમારો પંદર દીવસ વીયોગ વેઠવો પડયો પણ હવે કોઇ કહી શકશે નહિ તેથી હવે ધાર્યા મુજબ વિલાસ માણીશું.

**પ્રીયવંદા**—છળદાસ તમે જાણો છો કે પ્રાણાધારની ખાતર કેટલો ખર્ચ કરૂં છું પહેલાં જે વાડી લીધી તે પણ કાન્તવિલાસ માટેજ બાકી શોખની દાખલ અપાર ખર્ચ થાય છે.

**છળદાસ**—વળી બીજી કાંઇ ખરીદી કરી છે કે શું

**પ્રીયવંદા**—હાજતો બે ત્રણ દિવસ પેહેલાં એક વણજારો રત્નકામળો લઇને આવ્યો હતો તે જોતાં હું તો દીંગમુઢ બનીગઇ તેથી સવા સવા લાખની બે કામળો ખરીદ કરી.

( કામળો બતાવે છે. )

**નંદન**—વાહ કેવી સરસ કામળની ખુબી છે કદાપિ રાત્રીને વિશે દિવો ન હોય તો પણ ચાલ્યું જાય.

**પ્રીયવંદા**—ત્યારે શું અઢી લાખ રૂપિઆ અમથા આપ્યા હશે;

**છળદાસ**—નંદનકુમાર આપણે માટે બહુધા ખર્ચ કરે છે તો તેમને પણ ખુશી રાખવાં,

**નંદન**—આ વખતે તો ધારેલી મુરાદ બર આણીશ.

**પ્રીયવંદા**—પ્રાણનાથે એવો શો વિચાર ધાર્યો છે તેથી દાસીને વાકેફ કરવા કૃપાદ્રષ્ટી કરશો.

**નંદન**—એમાં શું કહેવાનું હતું પેલી રાંડ પાસે જે ઘરાણું રહ્યુંછે તે તમારૂંજ સમજી લ્યો.

**પ્રીયવંદા**—તમારા સસરાનું કરેલુ છતાં તમને કેમ આપશે.

**નંદન**—તે મારી ઉપર એવો તો પ્યાર દરસાવે છે કે માગણી કરૂં તો કદી ના ન પાડે પણ શું એ રાંડની પાસે માગું ના ના કદીજ નહિ.

**છળદાસ**—ત્યારે કેવી રીતે લાવશો કદાપિ જો તેની પાસેથી પરાણે ખુંચવી લેશો તો આપણી ફજેતી કરાવે તો પછી.

**નંદન**—વળી મરદ ઉઘાડું પડવા દે તેને બોલવાપણું રહેવા દઇએ ત્યારે ફજેતી લુંટાવે કેની.

**છળદાસ**—ત્યારે શું યમરાજાની હજુરમાં પહોંચાડવી.

**નંદન**—એમજતો વચમાં સાલ નડયા કરે છે.

**પ્રીયવંદા**—વાહ કેવી મરદાઇ અને તેમજ બનવું જોઇએ તેમ કર્યા વિના બરાબર રીતે સુખ પ્રાપ્ત થાય તેમ નથી પણ તેમાં ઢીલ ન કરવી જોઇએ.

નંદન—આ રાતીએજ પણ તેમાં સૌને મદદ આપવી પડશે.

છળદાસ—આપણને તો જે કહોતે કરવા તૈયાર છીએ પણ તે કામ યુકતીથી કરવાનું છે કેમકે સપડાઇ જઇએતો પોલીસને સ્વાધીન થવું પડે.

પ્રીયવંદા—મને એક યુકતી સુઝીછે અને તે એજકે મારી પાસે ( શીશી બતાવીને ) આ બેભાન કરવાની શીશી છે તો જરા સુંઘાડશોતો પછી અમુક ગુપ્ત ઠેકાણું ગોતી તેને મારી પાડીશું

છળદાસ—તેવું ગુપ્ત ઠેકાણું તો એકજ તમારી લીધેલી વાડી છે માટે મારો વિચાર એમ છે કે જ્યારે તે રંડા નીંદ્રાવશ થાય ત્યારે આ શીશી તેને સુંઘાડવી બરાબર તે વખતે પ્રીયવંદાની ઘોડા ગાડી લઇને આવીશ તેમાં તેને નાંખી સર્વે તે વાડીમાં જઇ ઘાટ ઘડીશું કેમ પ્રીયવંદા.

પ્રીયવંદા—આપનામાં કંઇ કહેવાપણું હોયજ નહીં, પણ દરવાજા બંધ હશે તેથી તેનું કેમ થશે.

છળદાસ—તમારે તેની ચીન્તા રાખવી નહીં તેનો બંદોબસ્ત અગાઉથીજ કરી રાખીશ આપણા રસ્તાને દરવાજે કઠોરસીંહ મારા પ્રીયમીત્ર રહે છે તેની મદદથી મેં આવા કામમા ઘણી વખત ફતેહ મેળવી છે તો આ વખત તે સહાય કરશેજ વળી મારી નાંખવાનું કામ કરતાં આપણે અચકાઇએ માટે તે પણ તેજ કરશે.

પ્રીયવંદા—ત્યારે તમે પણ ઠેકાણાં સારાં શોધી રાખો છો પણ ફજેતી મેળાવે તેવો તો નથી.

છળદાસ—એવાના ફાંસામાં હું કદી પડુંજ નહીં ચલો હવે જઇશું.

પ્રીયવંદા—આ કામ જેમ બને તેમ ત્વરાથી સંભાળીને કરજો.

## પ્રવેશ ૧૫ મો.

### લલીતાનો એકાંત ગ્રહ.

### પાત્ર-લલીતા પછીથી ગુલાબ.

### ઓધવજીના સદેશાનો.

લલીતા—કર્મ તણી કથનીરે કયાં જઇને કહું;
ભડ ભડ દીલમાં ભડકા થાયજો.

મુર્ખ જેવોરે પતી મળ્યો મુજને;
તેને જોઇ આ રદય ફાટી જાયજો. કર્મ.
શી રીતે હું ધીરજ ધારીને રહું;
અશુજ ને વળી વૈસ્યા સંગી ભરથ રજો.
તરણા તુલ્ય લેખે છે તે મુજને;
ક્યાંઇ ગયો તે લઇને મારા હારજો. કર્મ.
અગ્ન વીના દાજું ચર ચર ચીતમાં;
સાસુ નણંદી દૂખ દીએ અપારજો.
બાણ વચનથી બાળે છે તે મુજને;
મારા દુખનો ના આવે હવે કાંઇ પારજો. કર્મ.
પ્રીયવંદા વેરણ પેલા જન્મની;
પ્રીય પતીને વશ કીધા આ વારજો.
એ દુષ્ટમાં ડહાપણ તો કહીએ નથી;
પૈસા જોઇને રાખે છે તે પ્યારજો. કર્મ.
અરે પ્રભુ અબળાપરે કેમ કોપીયા;
શું કરેલાં પુરણ મેંતો પાપજો.
બાળા ઉપર દયારે લાવો દીલમાં;
મારા વાંક કરો સૌ માફજો. કર્મ.
પુજ્ય સસરા ગયા છે તેને શોધવા;
આવી નથી હજુ કંથ તણી કાંઇ ભાળજો;
ગીરધારીરે કૃપા લાવો ચીતમાં;
દાસીની તું જલદી લે સંભાળજો. કર્મ.
દુખ ખમવાને સરજી હું અભાગણી;
જેનું નહોતું સાંભળ્યું કાને નામજો.
પરણીને દેખ્યું છે દુખને દુખમેં;
હવે તો કાયર થઇ ગઇછું તમામજો. કર્મ.
માત પીતા અજાણ્યા હશે આ વાતથી;
નહીંતો તુર્ત લે તમારી સંભાળજો.
તે બીચારાં જાણતાં હશે મનથી;
પુતી આપણી સુખી હશે નીરધારજો. કર્મ.
ફૂળ ગોરે સર્વે સુખ મારૂં હર્યું;

નાંખી મુજને દુખ દરીઆ મોઝારરે.
પછી અળગો થઈને તે રહ્યો;
રહી હું એકજ દુખની ભોગવનારજો. કર્મ.
યોગ્ય પ્રાણપતી નથીરે માહરે;
હથેવાળાથી કીધો જે ભરથારજો.
ઈશ્વર તુલ્ય સેવા કરૂ હું તેહની;
એવી રીતે રાખું દીલ વીચારજો. કર્મ.
કામાગ્ની વેઠાતો નથીરે મુજથી;
ભરજોબન તો દીસે મારો વેશજો.
માટે પ્રભુ પતી મેળાવો આ સમે;
નહીં તો ફાંસો ખાવો મારે કેશજો. કર્મ.

(ગુલાબ પ્રવેશ કરે છે)

**ગુલાબ**—વહુ રૂદન શા માટે કરોછો ધીરજ રાખો ધીરજનાં ફળ મીઠાં છે હે પરમદયાળુ જગત નીયંતા હીંદુ અબળાઓ ઉપર આવો જુલમ શા માટે ગુજારે છે ક્યાં નંદન ક્યાં લલીતા હર હર વીશ્વંભર હસણીનો બાજ સાથે સંબધ બાંધ્યો તે સંબધ ક્યાં સુધી કરવાનો છે આર્યજનો કાંઇ પણ વીચાર કર્યા વીના મોટું સમુદ્રરૂપી કુળ જોઇ તેમાં પોતાની પુત્રીઓ જંપલાવી દે છે દીકરીને ગાય દોરે ત્યાં જાય તેવી રીતે બીચારી અબળાઓ મહા સંકટમાં આવી પડેલી મારા જોવામાં અથાગ આવે છે કન્યા વીક્રયનો ચાલ પણ ધમકારા બંધ ચાલે છે. પરદુખ ભંજન સૃષ્ટીનીયંતા આતો તારાજ ધરનો કોપ નહીંતો આર્યજનોમાં આવી દુષ્ટ બુધી ક્યાંથી આવે જે મહા સુરવીર રણધીર ગણાતા તેના વંશજો બાયલાની પેઠે યવન લોકોની સેવામાં પોતાના દીવસ ગુજારે છે સ્વયમબરનો ચાલ તથા અંશ માત્ર પણ રહ્યો નથી. ધીક્કાર ધીક્કાર ધીક્કાર અરે હીંદુઓ કાંઇ પણ વિચાર કરો જો તમારૂં હિત ચાહતા હો તો બિચારી અબળાપર પડતા દુખનો જલદી પાર આણો હીંદ દેશની પડતી અને યવન દેશની ચડતી થવાનું મુળ કારણ આજ છે ખોટી રૂઢી પકડી ઉભા રહ્યા છો તેને જલદી છોડી મૂકો અને જે સત્ય

રૂપી ફાયદા કર્તા લાગે તેનુંજ ગ્રહણ કરો સ્વયમ્બરનો ધારો જલ્દી ફેલાવો જેથી અબળાપરના પડતા નીસાસા તમારા શીરપરથી ઉતરે વળી પુનર્વીવાહની રીતી કાળાન્તરથી ચાલી આવે છે અગાઉ મોઢા મોટા વિદ્વાનોના મતથી બંધાએલ તેનું તમે તાડન કરો છો બીચારી અબળાઓ ના સમજતી હોય ત્યાં તો રાંડે ઉમરલાયક પહોંચતાં ગુપ્ત રીતે જાર કર્મ કરી ઇશ્વરી અથાગ પાપના બોજામાં ઉતરી પડે છે કોઇ કેઇ વખત ગર્ભપાત પણ થાય છે આ સઘળુ પાપ તમારે શીર છે માટે હિજડાઓ સમજો અને જો હિંદને અસલ સ્થિતિએ પહોંચાડવા ધારતા હોતો સુધારાના સારથી થઇ થતાં જુલમો અટકાવો લલીતા પ્રત્યે બેન ઇસ્વરે જે દૂખ નાંખ્યું તે ઉપાડી લેવું સુર્યનારાયણ પણ ઉદયઅસ્તસ્થીતિમાં વારંવાર આવે છે માટે સમતા પકડવી તારા માત પિતાએજ મધ્ય સમુદ્રમાં હડસેલી મુકી તેમાં શી ઉગરવાની આશા હોય કાગડાનું ગાયન કોકીલ સાથે કદી મળેજ નહિ તેમ તારો સ્વામિનાથ અહિંઆં હોય અગર ન હોય પણ તું કદી તેથી સુખ પામવાની નથી કેમકે કાજળથી કાળો વળી દુરાચારના બુરા ફંદમાં પડેલો, જો તારા નસીબનો ઉદય થવાનો હોયતોજ સુધરે બાકી કંઇજ નહિ. છેવટે મારૂં એટલુંજ કહેવાનું છે કે કુળાચારને અનુસરી પોતાના મા બાપને બટો ન લગાડતાં પતિવ્રતા ધર્મ પાળવો એજ સ્ત્રી માત્રનું ખરૂં ભુશણ છે તો સદા કૃપાળુ ત્રીભોવનપતી તારા દુખનો આરો આણશે.

**લલીતા**—ગુલાબ બા, વિપત્તીમાં દિલાસો આપનારા હું આપને મારી માતા તુલ્ય ગણું છું મારા પતીનુ સુખતો મારાપતી પાસે, પણ જે દિવસની હું અહિઆ આવીછું ત્યારથી મારાં સાસુ નણદી જંપીને બેસવા દેતા નથી. મને વ્યભીચારણી પિશાચણી, છટકેલી, શંખણી, વીગેરે તીવ્ર વચન બાણોથી રદય ભેદી નાંખે છે.

**ગુલાબ**—હોય બા આવા બારીક સમયમાં વખતને અનુસરીને ચાલવું એ દરેક મનુષ્યનો ધર્મ છે તારા પ્રમાણીકપણા ઉપર જગતનીયંતા કૃપા કરશેજ. (ડ્રોપસીન પડે છે)

## પ્રવેશ ૧૮ મો.

### (સ્થળ) દંભરાજનો મેહેલ.

**પાત્ર—દંભરાજ, કર્કશા, કજીઆબાઇ લલીતા પાછળથી છળદાસ નંદનકુમાર.**

**કજીઆબાઇ**—આ બા મારા બાપા તો આવ્યા પણ ભાઇ સાથે હોય એમ મને લાગતું નથી (દંભરાજ આવે છે) બાપા ભાઇને તેડતા આવ્યા કે કેમ,

**દંભરાજ**—મેં તથા સુખીસાગર ભાઈએ ઘણો તપાસ કર્યો પણ પતો ન મળવાથી અન્તે નીરાશ થઈ ઘર ભણી પાછા ફર્યા.

**લલીતા**—સસરાજી આપને હું વંદન કરૂં છું.

**દંભરાજ**—વહૂ બા સદા સૈભાગ્ય રક્ષક રહો.

**કર્કશા**—આવ્યા કે તરત વહુને બોલાવવા મંડયા પણ નંદનકુમારને તેડતા કેમ ન આવ્યા તે વીના તમારૂં શું કામ ઘરે હતુ.

**દંભરાજ**—મારા નસિબના પુર્ણ ભોગ હે ભક્તવત્સલ ભગવાન વ્રધ્ધાવસ્થામાં આવું અપાર કષ્ટ મારાથી સહન નથી થઈ શકતું આ શંખણીનો સ્વભાવ સુધર્યોજ નહિ.

**લલીતા**—સસરાજી આપને શ્રમ બહુ લાગ્યો હશે તો આ ઉના પાણી વતી નાહી લ્યો.

**કજીઆ**—આ સુધરેલીની છોકરીને બોલતાં ભારે આવડે છે રાંડે આવીને તરતજ મારા ભાઇને કાઢયો પોતાનો ધણી આવ્યો કે નહીં તેના તો સમાચાર પુછતીજ નથી અને પુછેજ શેની, એને કયાં ધણીની ખોટ છે:

**દંભરાજ**—અલી કજીઆ આ વાંકુ વાકય વદતાં તારી જીભના કકડા કેમ નથી થતાં આવા અપશબ્દોના પ્રહાર કરેછે તો શરમાતી પણ નથી બિચારી વહુના પણ ભોગ મળ્યા કે તમારી સાથે નીરંતર તેના પાના પડયાં વહુમા મારી પાછળ તમને દુખ દેવામાં કંઇજ ખામી નહીં રાખી હોય.

**કર્કશા**—વહુનું ઉપરાણું તાણ્યા કરો છો પણ એમ નથી સમજતા કે રાંડના પગલાં થયાં કે નંદન નાશી ગયો.

**લલીતા**—આપ કહેવાને ને હું સાંભળવાને યોગ્ય છું પણ દસ

બજવાનો સમય થયો છે તો મારા સસરાને જમાડી વીગત બધી પુછજો.

**કજીઆ**—લલીતા પ્રત્યે સફાઇ કરતી બેશ છાની માની જાણ્યું તારૂં ડહાપણુ

**દંભરાજ**—અરે ઇશ્વર બીચારી વહુપર આરાંડો કેવો નાહક જુલમ ગુજારેછે મારે આપઘાત કરી મરવાનો સમય નજદીક આવ્યો છે શીવ શીવ શીવ.

**કર્કશા**—કજીઆ આપણું બોલ્યું એ બે સુધરેલાને ગોઠે તેમ નથી આવ્યા કે તરત વહુને કેવી નરમાશથી બોલાવે છે બેઉ જણા જુ ઓરડો લઇને રહો હમેશાં અમારે એ રાંડના વેણતો સાંખવા નહીં.

**દંભરાજ**—ચુપરાંડ શંખણી વગર વીચારે જેમ તેમ બોલ્યા કરેછે તારા મનમાં તું સમજેછે સહન શીલતા કેટલીક પકડવી યાદ રાખ કાંઈ પણ વધુ પડતું બોલીતો કાઢી મુકીશ.

**કજીઆ**—બા આપણે બોલવું નહીં બોલશું તો માર ખાશું વહુ વહુ જપ્યા કરેછે પણ એમ નથી જાણતા કે ભાઇ હોયતો વહુ.

**દંભરાજ**—શું તમારાં કરતાં મને કાંઈ ઓછો વહાલોછે પણ પતો ન લાગ્યો ત્યારે શું કરૂં થાકી પાકીને આવ્યો ત્યાંતો કજીઆ

(છળદાસને નંદનકુમાર પ્રવેશ કરેછે

લ્યો આ નંદન ભાઇ આવ્યા છળદાસ ભાઇ તમે મારી ઉપર બહુ કૃપાકરી નંદનકુમાર વીના હું તો અંધ હતો આ તમારો ઉપકાર કદી વીસરવાનો નથી જન્માતર સુધી તમારો આભારીછું.

**કર્કશા**—ભાઇ ભલે આવ્યો તારા વીના હું પારા વાર દૂખણી હતી

**નંદન**—તમે બધાં પજવ્યાં કરો તેથી હું તો આવતો નહોતો પણ છળદાસ પરાણે તેડી લાવ્યા.

**છળદાસ**—દંભરાજ કાકા હું તો ભટકી ભટકીને થાકયો મહા મુસીબતે નંદનકુમારની ભાળ જડી ભાઇતો નહોતા આવતા પણ મેં વચન આપ્યું કે તમને કોઇ કહી શકશે નહીં ત્યારેજ આવ્યા આ કામ ફકત આપની શર્મની દાખલજ કર્યુંછે.

**કર્કશા**—છળદાસભાઇ તમે બહુ સારાં માણસ છો મારા નંદનને

કોણુ કહેનાર છે જોઉતો ખરી.

**કજીઆ**— ભાઇને ભુખ લાગી હશે માટે જમવા બેસાર

**દંભરાજ**—છળદાસભાઇ ને ઇનામની ખાતર શેલું ને મંદીલ લાવી આપો. (તે લઇ છળદાસ જાયછે ડ્રોપસીન પડેછે.)

## પ્રવેશ ૧૯ મો.

### સ્થળ લલીતાનો એકાંત ગ્રહ.

**પાત્ર**—નંદનકુમારને લલીતા.

**લલીતા**— રાગ મુંબઈનો

હે—હે—હે પ્યારા કહું શું.
મેહેર કરીમન હરમન મોહન, હાસ્ય વીલાસે પધાવો.
નીરવીણુ મીન સહે દુખભારી, પ્યારી પ્રીતમવીન્હ દુખકારી હે
ગમગીન લીન તેવી તમ પ્યારી, હાહા રસીઆ વસીઆ છો
મન મારા હે હે હે

### રાગબીજો મુંબઇનો

**નંદનકુમાર**—તારા જેવીતો ધુતારી નારી, હજારો નીહાળી ભાળી
આવીચાલાકી ચલાવા વાળી, નેત્રને નચાવા વાળી.
સાનમાં સમજાવા વાળી, વાતમાં રીઝાવા વાળી; તારા
જાજા સાળી મુખ બાળી, તારી પ્રીતી મેંતો ભાળી;
કુ કર્મની કરનારી, કુટીલા છોતુંતો ભારી; તારા

**લલીતા**—પ્રાણુપતી પ્યારા મારા, નયનથી ન થાઓ ન્યારા.
શાને નાંખો દુખ ભારા, જાણું મન મોહન મારા; પ્રાણુ

**નંદન**—પ્રીયવંદા છે પ્યારી મારી, તેને નામુંકું વીસારી;
તુંતો દીસે વ્યભીચારી, જાજા તું ધુતારી નારી; તારા

**લલીતા**—વેસ્યાતો પહોચાડે પાર, એકથી તો રમે જાર
બીજા થકી બાંધે પ્યાર, મારીને કટાક્ષ માર. પ્રાણુપતી.

**નંદન**—ચાલ પીશાચણી સાંભળીતારી શીખામણુ મારે પાસે કાંઇ પણુ બોલીતો તે દીવસના જેવી વલે થશે.

**લલીતા**—પ્રાણુાધાર આપને મેં શું વંકુ પડલું કહુંકે દાસીપર કોપાયમાન થાઓ છો.

**નંદન**—ચાલ રાંડ બ્હભી ચારણી દુર રહે.

લલીતા—સ્વામીનાથ નીર્દય શા માટે થાઓ છો વીરહાગ્નીથી અતી પીડા પામુંછું તો દાસીને શાન્ત કરવા કૃપાદ્રષ્ટી કરશો

નંદન—હું તને કેટલી વાર કહી ચુકયો કે તારે મારી પાસે આવવુંજ નહીં. તારે વીરહાગ્ની પણ હુતો થાકીને લોથ પોથ થઇ ગયોછું.

લલીતા—પ્રીય કાન્ત આપને શ્રમ બહુ લાગ્યો હશે માટે લ્યો સેવા કરૂં. ( પલંગ પાસે જાય છે. )

નંદન—છટ છટ દુર રહે નહીંતો મારા કોમળ હસ્તને તસ્તી આપવી પડશે માટે આગળથીજ વીચાર.

લલીતા—પ્રીય નાથ, એક દમ નીર્દય શા માટે થાઓછો. મારા પ્રાણરક્ષક થઇ દૂરાગ્રહ નહીં કરો આપ વીના મારે સર્વ સંસાર સુન્ય છે જ્યારથી આપ મને છોડીને ચાલ્યા ગયા ત્યારથી મારૂં ચીત્ત કેવું ઉદાસમાં રહે છે તેતો ફકત સૃષ્ટી નીયંતાજ જાણે છે સર્વ શૃંગારનો ત્યાગ કરી આપની ચીન્તામાં રહદયને બાળી ખાખ કર્યા નાંખ્યું જગતમાં આપ સીવાય મારૂં કોઇજ નથી માટે દાસી પર કોપ ન કરતાં સેવામાં હાજર લેવા કૃપા કરશો વેસ્યાની સંગતથી આપ કેવી સ્થીતીમાં પહોંચ્યા છો તેનો વીચાર કરો એ રંડાએ સર્વસ્તવ હરી કરી લીધું તે આપની ઉપર જે પ્યાર દરસાવતી હશે તે પૈસાનીજ ખાતર એમ ખાત્રી પુર્વક જાણશો.

નંદન—હટ રાંડ પાપણી ખબરદાર જો કાંઇ પણ બોલી તો, બોલતાં બોલતાં છકી ગઈ છે કે શું તારે તેની શી પંચાત છે મારે પાલવશે તેમ કરીશ.

લલીતા—મારા વહાલા, મારૂં શા માટે લગાડોછો વેશ્યામાં શું એટલા બધા ગુણ છે કે તેમાં લુબ્ધ બની ગયાં છો શું મારા કરતાં તે અધીક સ્વરૂપવાન છે.

નંદન—તારો તોલ કર્યા વીના તું છાની માની નહીં બેસે લે રાંડ છાટકી લે રાંડ છાટકી લે લેતીજા ( બે ત્રણ તમાચા મારેછે )

લલીતા— રાગ કલ્યાણ.

પ્રીય પતી અરે, કોપ ના કરે;
દયા લાવો દીલમાં, આ દાસીની પરે,

ગણીકા સ્વામી વહાલી હતીતો, નહોતી પરણુતી નાર,
જુલમ શા માટે ગુજારો, પ્રાણ તણા આધાર પ્રીય.
ગુલાબી જે આ ગાલજ મારા, સુણી ગયા આ વાર,
મોતી સરવે અંદર પેઠા, દુખ તણો નહીં પાર. પ્રીય.
વીરહાગનીથી દેહજ મારી, બળી થાય છે ખાખ,
આભુશણ સરવે ભીંજાણા. કરતાં અશ્રુપાત. પ્રીય.
મદન અતી અકળાવે મુજને, જાય ન રાક્ષસી રાત,
પ્રાણ પતીતો કૃપા કરીને, રમો દાસોની સાથ. પ્રીય.

**નંદન**—દુષ્ટ રંડા મેં તને કેટલી વખત મનાઇ કરી પરંતુ માનતી નથી પચાસ વખત કહ્યું કે તારે મારી પાસે કાંઇપણ બોલવું નહીં અહીં તારા કયા બાપને સંભળાવે છે, છટકે, લીને નીંદ્રા પણ નથી.

**લલીતા**—(સ્વગત) મુંઢ જેવાને બોલવાનું પણ ભાન નથી (ચાસન) આપને જો નીંદ્રા આવતી હોયતો ભલે પણ મારા ગાલમાં મોતી તથા લીલમ ધરી ગયા છે તે અપાર વેદના કરે છે તો દાસી પર કૃપા લાવી કાઢવા તસ્દી લેશો એટલી અર્ધાંગનાની અર્જ છે.

**નંદન**—રાંડ હું કાંઈ તારા બાપનો ચાકર નથી મને તસ્દી આપવા શરમાતી પણ નથી છાનીમાની પડી રહે નહીં તો અમસ્થો હાથ ચલાવવો પ્રડશે. (નીંદ્રાવશ થાય છે.)

**લલીતા**— **દશા આ શી થઇ મારી.**

કર્મ તારી કતી ન્યારી, ભુમી તલમાં દીસે ભારી;
બાજ સાથે સંબધ બાંધ્યો, તેથી દુખ અપાર.
હાય પ્રભુ આ શી દશા, પીડે છે તું બાળ;
સહુ અંગ થકી દુખ ભારી, ગતી તારી છે ન્યારી. કર્મ.
પ્રીયવંદા પાપી નડી, પ્રભુ મુને આ વાર;
મોહયો મુંઢ મા જાતજી, નીચ અધમ ચંડાળ;
રમે છે તે થકો જારી, મુને પણ મુકી છે વીસારી; કર્મ.

(કાચના તખતા તરફ નજર કરી) અરે પ્રભુ આતે શી દશા! જડાઉ કાપ પણ અંદર પેસી ગયો છે (ખેંચતા) અરે એતો સજડ બેસી ગયો છે કે નીકરતો પણ નથી મારા

આખા શરીર ઉપર લોહી થઇ રહ્યું છે, પ્રભુ તારી ગતીનો પારજ નથી જેણે દુખનું નામ પણ સાંભળેલ નહીં તેના ઉપર આવો જુલમ હર હર શંકર અરે હું નીર અપરાધી તેના ઉપરજ જુલમ. અરે દુષ્ટ ગોર તને આ વેંગ વળગાડતાં કાંઈ પણ વીચાર ના આવ્યો મધ્ય સમુદ્રના ભારે મોજામાં ઝીકી મારા સુખનો સુર્ય અસ્ત પમાડયો. હીંદુ અબળા ઉપર આવો ગજબ ટાળવાને જગત નીયંતા તુજ સમર્થ છે આ વખતમાં આર્ય લોકો પોતાની બાળાઓને પતંગ રૂપી મોટું કુળ જોઇ અભણેલ દુરાચરણી ઘાતકી ચંડાળ એવા ગુમાર માણસ સાથે હસ્ત મેળાવી દુર્દશાને પહોચાડે છે પણ આર્યબન્ધુઓ તમારી હાલતનો વીચાર કરો આપણાં પુર્વજો પહેલાં કેવી સ્થીતી ભોગવતા અને ચાલતા કાળમાં કેવી ભોગવોછો તેનું કારણ વિચારી જોતાં આવા જુલ્મ સિવાય કાંઇ પણ જોવામાં આવતું નથી. શ્રેષ્ટ જાતી આવા દુષ્ટ રીવાજને ઉતેજન આપી નાહક ખુવારી કરે છે બાર વરસની બાળાને સાઠ વરસના સંસાર પાર ઉતરેલા તોપણ સ્ત્રીમાં આકાંક્ષા રાખનાર ચંડાળ પુરૂશની સાથે પરણાવી તેની પાસેથી તેણે મહા મુસીબતે આખી જીંદગાની સુધી જે હાલત મેળવી હોય તેનું હરણ કરી તેની પાસે ફક્ત તાવડી અને ફયરોટ એ બે વાનાજ રહેવા દેછે બાકીનું સર્વસ્ત હરી લઇ ચોરીમાંજ રંડાપો આપે છે જ્યારે બાળા ઉમર લાયક થાય ત્યારે ઘણું કરીને હસ્ત મેળાપ કરનારો ઇશ્વરી હજુરમાં પહોચે કદાપી લાંબા આયુષ્ય વાળો હોય તોપણ બાળાઓ વ્યભિચારના ફાંસામાં પડે છે એમાં કાંઇ નવાઇ નથી. રાંડેલી બાળા પોતાના પતી સાથે અગ્નીદાહ કરે તેતો સર્વોતમ છે પણ જે સંસાર ઉપર પ્રીતી ધરાવતીઉં હોય તેના પુનર્વીવાહ કરવા, પણ જ્યારે તે બેમાનું એકે ના થાય ત્યારે તેઓ વીરહની વેદનાથી ગુપ્ત રીતે જાર કર્મ કરી ઇશ્વરી અથાગ પાપના બોજામાં ઉતરી સંસાર રૂપી જગતમાં ડુબી જાય છે માટે જો સ્વભુમીને સારી પાયરીએ ચડાવવા ધારણા રાખતા હોતો એવા રીવાજને જેમ બને તેમ ત્વરાથી દુર કરી સુનીતી ધારાનું ગ્રહણ કરવા ફરજ પાડો એવી દુખમાં ડુબી ગયેલ

અગળાઓની નમ્રતા પુર્વક વિજ્ઞપતી છે તે દીલની અંદર અંગીકાર કરી શુધ્ધ રસ્તો પકડવા બ્યાંડળનો વેશ કાઢી નાંખી કેસરીઆ બની જાઓ. રાત્રી ઘણી ગઈ છે માટે નીંદ્રાવશ થાઉં. ( સુઈ જાય છે. )

**નંદન**—( એકદમ જાગૃત થઈ ) અરે અર્ધી રાત્રીનો સમય થવા આવ્યો છે ( લલીતા પાસે આવી ) આ રાંડ નીંદ્રામાં બરાબર ચકચુર થઇ છે. માટે વિચાર બર આણવાનો બરાબર અનુકુળ સમય છે પણ છળદાસ હજુ સુધી કેમ નહીં આવ્યો હોય લે તપાસતો કરૂં ( બારણે આવી ) છળદાસ.

**છળદાસ**—અરે ભાઇ મને આવ્યા ઘણો સમય થયો આપની રાહ જોઇ ક્યારનો ગાડી લઇને ઉભો છું.

**નંદન**—ભાઈ મનેતો નીંદ્રાએ ઘેરી લીધો તેથી અત્યાર સુધી ઉઠી શકાયું નહીં બધી સામગ્રી તૈયાર છે કે કેમ.

**છળદાસ**—વળી એમાં તે કહેવાપણું હોય, વાડી તો અગાઉથીજ મુકરર કરી રાખી છે બાકી પ્રીયવંદા તથા કઠોરસીંહને સારી રીતે ચેતવણી આપી વાડી તરફ મોકલાવ્યાં માટે હવે ઢીલ ન કરતાં કામ પરીપુર્ણ કરો.

**નંદન**—આપણે ક્યાં ના છે. લ્યો આ શીશી સુંઘાડું છું ( શીશી સુંઘાડી રહ્યા બાદ ) આના શબને તમે આવો તો ગાડીમાં નાંખીએ.

( લલીતાને ગાડીમાં નાંખી સર્વે વાડી તરફ જાય છે.

## પ્રવેશ ૨૦ મો.

### સ્થળ—વાડી.

પાત્ર—નંદનકુમાર-છળદાસ-પ્રીયવંદા-કઠોરસીંહ. મુર્છાગત સ્થીતીમાં લલીતા અને અનુક્રમે પંથીરામ. કામાંધસીંહ વીગરે.

**પ્રીયવંદા**—છળદાસની કામની બરાબર ચોકસી કરી છે કે કેમ.

**છળદાસ**—વળી મારામાં તે પુછવાપણું હોય નંદનકુમારના સસરા ઉપર તથા દંભરાજ શેઠ ઉપર લલીતા અચાનક મળ્યુ પાઠ્યા છે કાગળની બનાવટ એવી કરી છે કે અંશ માત્ર પણ ખબર પડે નહીં.

**પ્રીયવંદા**—તે કામમાં તમે પરીપુરણ પ્રવીણ છો તે હું કયાં નથી

જાણુતી પણ લલીતાની બરાબર ચોકસી છે ના.

કઠોરસીંહ—એ બાબત નચીંત રહો એ સાલી હવે કયાં જવાની છે.

છળદાસ—પ્રીયવંદા કઠોરસીંહમાં કહેવાપણું હોયજ નહીં પણ હવે લલીતાનું શું કરવું.

પ્રીયવંદા—છળદાસ તમે કહ્યું હતું કે કઠોરસીંહ માટે શરાબની બાટલી લેતા આવજો પણ તે બાટલી દાસી પાસેથી લેતાં ચુકી ગઈ.

છળદાસ—તેતો તમે બહુ ભુલ ખાધી, કઠોરસીંહને શરાબ વીના જુસ્સો આવે નહીં અને મારવાનું કામ તેને હાથ છે.

પ્રીયવંદા—થયું તે ખરૂં પણ તે વીના ચાલે તેમ નથી. માટે તમે અને પ્રાણાધાર જઇ દાસીની પાસેથી બાટલી લઇ આવો, સાથે મીઠાઈ પણ લેતા આવજો ભુલતા નહીં.

નંદન—પાછળથી બંદોબસ્ત બરાબર રાખજો (બંને જાય છે)

પ્રીયવંદા—કઠોરસીંહ પ્રત્યે લાલસાહેબ મારા દીલમાં એવો વીચાર થાય છે કે આ રાંડની પાસે ઘરેણું ઘણું છે પણ તેમાં છળદાસ ભાગ પડાવશે તો બરાબર આપણને નફો પડશે નહીં, તો એ દુષ્ટને પરમેશ્વરની હજૂર પહોંચાડોતો ઠીક.

કઠોરસીંહ—મારો વીચાર પણ તમારી સાથે મળતો છે પણ નંદનકુમાર ફજેતી કરેતો શી વલે થાય.

પ્રીયવંદા—સાથે એનું પણ કામ કાઢી નાંખો પછી કોની દેહસત

કઠોરસીંહ—ત્યારે તો ઠીક (સ્વગત) આ રાંડને પણ એની સાથે મોકલાવું પછી આપણે કોઇની પરવાર રહે નહીં.

(નંદનકુમાર તથા છળદાસ આવે છે)

છળદાસ—કઠોરસીંહ લ્યો બાટલી. અને આ મીઠાઈ સર્વે આરોગી લઇ કામની નીવૃતી કરીએ.

કઠોરસીંહ—પ્રીયવંદા દારૂની લેહેજત સારી આવે છે (છળદાસ તથા નંદનકુમાર પ્રત્યે) અરે બદમાસ લોકો તમારા દીલનો વીચાર છોડી દઇ પરમેશ્વરનું સ્મરણ કરી લ્યો.

છળદાસ—અરે દરવાન સાહેબ એ શું બોલોછો વિશ્વાસઘાત નહીં કરો. (છળદાસને નંદનકુમાર નાસવા મંડે છે.

કઠોરસીંહ—(તેની પાછળ પડી) તમે જલદી શરણે આવો (બે

ઉને પકડી) સીંહની પાસ બકરીઓ કયાં જવાની છે (બેઉને મુસ્કે ટાટ બાંધા) બોલો જે બોલવું હોય તે.

**છળદાસ**—અહા ઇશ્વર અચાનક કેવો દુખનો ડુંગરો મારીપર આવી પડયો છે પરમકૃપાળુ તારી ગતી ન્યારી છે. આ સ્થીતીને પહોચવા હું લાયક છું કેમકે આ પૃથ્વીપટ પર અવતાર લઇ કાંઇપણ હીતેચ્છુ કામ ન કરતાં પૈસાની લાલચે કેટલાકને કપટથી ખુવાર કરી નાખ્યા કેટલાકના ખુન કઇક ને કેદ અને કેટલાકને ભીખ માગતા કરી મૂકયા. બધાનું મુળ કારણ પૈસો મેળવવાની ખોટી ચાહનાજ માટે આવા ફળને હું પાત્રછું પરદુખ ભંજન ભગત વસલ ભગવાન મારી છેવટે એટલી વિનતી છે કે હીંદુ અગર મુસલમાન મારા મનુષ્ય જાતી ભાઇઓના ચીતમાં મારા જેવી પ્રેરણા કરીશ નહીં આર્યભુમીનું પડતી થવાનું કારણ હું જેવા કપટી વીશ્વાસઘાતી નીર્દય વીગેરે નીચપણાના લક્ષણવાળા મનુષ્યોનો સમાવેશ બાકી કંઇજ નહી આ મહાન સતી લલીતાને આવી દુર દશાએ પહોચાડનાર હું તથા આ દુષ્ટ પ્રીયવંદાજ. આ ગુમાર નંદનને ફોસલાવી તેના સર્વ સંબંધીને દુખી કર્તા અમેજ કદાપી જો અમે પાશાણ રૂપે પૃથ્વીપર પડયા હોત તો ધોવાને પણ ખપ આવત માટે અમારા જેવી પ્રેરણા કોઇના ચીતમાં કરીશ નહિ કદાપી કરતો કેહેરસીંહને પણ સાથે ઉતપન કરજે જેથી હું જેવા ચંડાળોનો ત્વરાથી નાશ થાય અને નંદન જેવા અકકલના હીણ પુરૂશો સારી સ્થીતીએ પહોંચશે એવી ધારણા રખાય તથા લલીતા જેવી સ્ત્રીઓના દુખનો પાર આવે મારા અપરાધ ક્ષમા કરી તારા ચરણારવીંદમાં લેજે.

**નંદન**—હે પરમદયાળુ તારા શર્ણમાં આવવાનો થોડોજ વખત મુલતવી રહ્યો છે તો મારી એટલીજ અરજ છે કે મારા જેવી હલકી અકકલ કોઇને આપીશ નહિ તથા આ ચંડાળ છળદાસ ને પ્રીયવંદાનો સમાગમ ન થાય એવી સર્વ મનુસ્ય જાતિમાં પ્રેરણા કરજે. (બેઉને મારી નાંખેછે)

**પ્રીયવંદા**—દરવાન સાહેબ બહુ બહાદુરી કરી.

**કઠોરસીંહ**—કમજાત રંડા તારી પણ તેવીજ સ્થિતી.

**પ્રીયવંદા**—મેં આપનો શો અપરાધ કર્યો છે આ તમામ દાગીના તેની પાસેથી કાઢી આપજ લઇ જાઓ મારે રતીભાર પણ તેમાંથી જોતું નથી, મારા જાનની ખુવારી નહીં કરો.

**કઠોરસીંહ**—(ઉઘાડી તરવારે) મેં તને એક વખત કહ્યું કે કાંઇ પણ ન બોલતાં મર્ણને સ્વાધિન થવા સત્વર તૈયાર થા પેલા ચંડાળોની પેઠે જે કાંઇ માગણી કરવી હોય તે કરી લે.

**પ્રીયવંદા**—( બેહાથ જોડી ) સર્વ દેવાધીપતી ટુંકામાં એટલીજ અર્જ છે કે છળદાસની માફક. મારી નાંખેછે.

**કઠોરસીંહ**—કામતો સર્વ સંપુર્ણ થયું ( લલીતા પાસે આવી ) અહા કેવી સ્વરૂપ વાનછે એને તો મારી પ્યારી કરી લઉં. ( લલીતાને હલાવેછે તો પણ બોલતી નથી ) અરે હું કેવો મુર્ખછું તે બીચારી જેરના નીસામાં ચકચુર બનીછે ( શીશી કાઢી આ શીશીથી તેનું સર્વ જેર ઉતારી નાંખું.

( શીશી સુંઘાડેછે. )

**લલીતા**—( એકદમ જાગૃત થઇ ભયભીત પણે ) અરે હું કયાં અને આતે કોણછે સ્વપ્નુંતો નહીં હોય ( પોતાના હાથની આંગળી કરડી ) નહી નહી ખરે ખાતજ પણ હું અહીંઆ કયાંથી અને આતે કોણછે ( કઠોરસીંહ પ્રત્યે ) અરે મારા ધર્મના પીતા આપ કોણછો અને અત્રે મને કેમ લાવ્યાછો તે યથા સ્થીતી કહી બતાવશો.

**કઠોરસીંહ**—તારી બધી લવરી છોડીદઇ મારી શેવામાં હાજરથા નહીંતો ( મુડદાં ઇશારતથી બતાવી ) જેવા પેલા ચંડાળોના હાલ તેવાજ તારા સમજી લે.

**લલીતા**—ત્રણેના મુડદાં જોઇ અરે આતે શો જુલ્મ મારા પ્રાણ પતી પણ સ્વર્ગે સીધાવ્યા કેશું હરહર વીશ્વભરાં આ નીર અપરાધી બાળા ઉપર આ શો કોપ.

**કઠોરસીંહ**—સર્વ શોકનું નીવારણ કરી મારે આધીનથા (આલીંગ ન દેવા જાયછે, )

**લલીતા**—( ગુસ્સામાં ) ખસ પાપી ચંડાલ્ય દુર રહે સતીની છેડ કરી શું ફાયદો કાઢે તેમ છે.

કઠોરસીંહ—વધુ પડતુ બોલી હાથે કરીશીદ દુખ ઉપજાવે છે તું ગમે તેમ કરીશ તો પણ છોડનાર નથી તારો આ વખતે જે યમ રાજાની હજુરમાં પહોંચ્યોછે તે પતી તારે હતો તો પણ શું સુખ હતું મારાથી વધુ સ્વરૂપવાન તને કોણ મ-ળ નારછે.

લલીતા—અરે ચંડાળ મારા ધર્મના પીતા થઇ આવાં અપ શબ્દો કાઢતાં તારી જીભ કેમ નથી તુટી પડતી અરે પૃથ્વી માતા રસાતાળ કેમ નથી જાતી સુર્ય નારાયણનું ઉદય થતું પશ્ચીમમાં કેમ નથી થતું સમુદ્ર પોતાની મર્યાદા કેમ નથી છોડી દેતો બ્રહ્માંડ કેમ નથી ખળ ભળતું શેશનાગ પૃથ્વીને કેમ નથી ફેરવી નાંખતો પ્રજા પાળક થઇ પ્રજા ઉપર જુલ્મ કેમ નથી ગુજારતો શીંહ તૃણમાં ઇચ્છા કેમ નથી ધરાવતો હંસ મોતીપર ઇચ્છા કેમ નથી ત્યાગ કરતો હરીચંદ્ર જેવા સત્યવાદી રાજાઓ પોતાનું સત્ય કેમ નથી છોડતા આ સર્વ બનવું અસંભવીત છે કદાપી થાય પણ જે આ લલીતા એક વખત નદનકુમારની સ્રી કહેવાણી તે કદી કોઇ ને તાબે નહીંજ થવાની એમ તું ખાત્રી પુર્વક સમજજે વીચાર વીચાર વીચાર મુર્ખ મુંઢ તું તારા મન પ્રત્યે વીચાર કર સીતાની છેડ કરવાથી રાવણે પાર્વતીની છેડ કરવાથી ભસ્માસુરે દ્રૌપદીની છેડ કરવાથી કૌરવે અને રાણક દેવીની છેડ કરવાથી સીધરાજે કેવો ફાયદો કાઢયો હતો માટે આવો દુષ્ટ વીચાર તારા દીલમાંથી દૂર કર.

કઠોરસીંહ—તે મને જે દ્રષ્ટાંત આપ્યાં પણ તે સર્વ સ્રીઓને માથે તેના પતી હતા તેથી તેઓ એવી દુદશા પામ્યા પણ તને તો કોઇજ ઉગારનાર નથી.

લલીતા—પણ અંતરજામી દીનદયાળ આખા જગતનું પાળણ કરેછે તો મારૂં કેમ નહીં કરે કદી મારા જાનની ખુવારી થાયતો ભલે પણ તારે સ્વાધીન કદી થવાની નથી.

કઠોરસીંહ—અરે ચંડાળણી જલદીથી મારે તાબે થા.

લલીતા— અચાનક આશોકોપ કીરે કીરતાર

અરે ઇશ આશો કોપ, બાળાપર કરે;

હાય હાય ફાટી જાય, રુદયતો ખરે;
પ્રાણ પતી તમે મારા, અરે ક્યાં ગયા;
દાસીને છોડી દેતાં, આવી ના દયા;
પ્રીયવદા પ્યારી જાણી, સાથે લઇ ગયા;
પણ દાસી ઝુરે પાછળ, લાવોને દયા;
તેડું મોકલાવી મુને, તેડો આપ પાસ;
એકદમ પ્યારા મારા, કરો ના નીરાશ.
વાક્ય બાણે પાપી આ, જુલમતો કરે;
સહાય થા લક્ષ્મીપતી, મુને આ સમે;
મારા દુખ તણો હવે રહ્યો નહીં પાર;
ગીરધારી વારે ધાગ્યો, લેવાને સંભાળ;
પતી પ્યારા તમ વીના, શી રીતે રહું;
દુખ મારૂં આ સમેતો. કોને જઇ કહું;
પતી પતી પતી અરે, પ્રાણના પતી;
આપ વીના દાસી દુખ, પામે છે અતી;
માટે લ્યોને મુને હવે, પ્રભુ તમે શર્ણ;
નહીં તો ચુકાવશે આ, દુષ્ટ મારો ધર્મ;

(પંથીરાથ પ્રવેશ કરેછે.)

**પંથીરામ**—ભય બીત પણે અરે લલીતાબા આશું તું અંહીઆ કયાંથી, આ જમાદાર અત્રે કેમ આવેલછે, આ ત્રણેને કોણે મારી નાંખ્યા, તારી આ શી દશા.

**લલીતા**—(ડસંકા ભરતી) પંથીરામભાઇ અત્યારે મારી ઉપર કેટલું દુખ છે તે કહેવાને જીભ ઉપડતી નથી.

**કઠોરસીંહ**—અલ્યા દુર રહે તારે પુછવાની શી જરૂર છે.

**પંથીરામ**—ચંડાળ નીચ ઘાતકી તું કોણ છે મારી લલીતા બેનને તું શા માટે પજવેછે.

**કઠોરસીંહ**—તારી જીભાન બંધ કર નહીંતો આ ત્રણેના જેવાજ તારા હાલ થશે. વચમાં અમસ્થો બોલી મહુને તાબે થવા શા માટે ઇંતેજારી ધરાવે છે, આ સુન્દનીને મારે પ્યારી કવાની ધારણા છે માટે કાંઇ પણ બોલ્યા વીના રસ્તેથા,

**પંથીરામ**—છટ છટ ચંડાળ દૂર રહે, સતીનું સત લેવા ઇચ્છેછે,

પણ તે નીસફળ કરી જમપુરીનાં દવાર હમણાં બતાવું છું.

**લલીતા**—પંથીરામભાઇ મારૂં જે થવાનું હશે તે થશે, પણ તમે ન બોલો, કેમકે એ દૂષ્ટને અંશ માત્ર પણ દયા નથી તો નક્કી આપને મર્ણને આધીન કરશે પણ તે કરતાં મારો આ નકામો દેહ ક્ષણ ભંગુર જાણી ઇશ્વરના શર્ણમાં હમણાં પહોંચાડું છું.

**પંથીરામ**— રાગ ક્ષત્રી કલંક.

કાયર કેમ વદે તું વચન, એ દૂષ્ટ ને હું કેમ છોડુંરે;
કરૂ પલ માંહે તેનું છેદન, એ.
વચન સુણી એના ઉઠે જવાળ એ.
હમણાં વિદારૂં તેહ તણી કાય. એ.
ક્ષણમાં કરૂં તેને ચકચુર. એ.
ક્ષત્રી ક્ષત્રીનું નથી ગયું નુર. એ.
નીચ કુડું કરવાની ધરે હામ. એ.
હમણાં પહોંચાડુ તેને ઇશ ધામ. એ.
નવ લાગે કાળ તણો ડર. એ.
સહાય કરશે શ્રી શંકર. એ.
પાપી ઇશનું કરી લે સ્મરણ, દૂષ્ટ હું તને નહીં છોડુંરે
તને ક્ષણમાં પમાડું મર્ણ. દુસ્ટ.

(લડાઇ થતાં પંથીરામ મર્ણ પામે છે.)

**કઠોરસીહ**—અરે દુષ્ટ રંડા હવે તને મારા પંજામાંથી કોણ બચાવનાર છે નથીજ માટે વખતને અનુંસરી સ્વાધિન થા.

**લલીતા**— રાગ લલીત.

વીભુ વીભુ વીભુ શી થઇ ગતી, કર્મની કરી દુષ્ટ થૈ અતી;
નિર્દોશ અરે બન્ધુ માહરા, સાલશે બહુ ગુણ તાહરા.
હું દુષ્ટરે પાપણી અતી કર્મની.
મારા કાજ તેં પ્રાણરે તજ્યો, સ્વર્ગપુરીમાં વાસ તો કર્યો.
મુજ દુખની હવે સીમારે નથી. કર્મની.
મર્ણ સાંભળી બાળ તાહરાં, દુખ પામશે દીલ તો ઘણાં;
વીધાત્રા કરી બુરી તેં કતી. કર્મની.
શબ દેખીને જ્વાળ થાયરે, અરર ચીત્તતો ફાટી જાયરે;

ઇશ તાહરો કોપરે અતી. કર્મની.

અંગાર તો જરે દીલ માહરે, જુલ્મ ગુજર્યો અથાગ તું પરે;
નીર્દયતો થયો જગતનો પતી. કર્મની.

**કઠોરસીંહ**—હવે વીલાપને છોડી દઇ મારી સાથે ચાલ.

**લલીતા**—દુષ્ટ તેં ચાર જણનો તો પ્રાણ લીધો, હવે ક્ષમા કરે તો સારૂં.

**કઠોરસીંહ**—તૈયાર થાય છે કેમ. (કામાંધસીંહ પ્રવેશ કરેછે)

**કામાંધસીંહ**—અરે દુષ્ટ અબળા ઉપર નાહક જુલ્મ શા માટે ગુજારે છે અહા કેવી સ્વરૂપવાન છે માટે તેનો છેડ ન કરતાં ચાલ્યો જા.

**કઠોરસીંહ**—સર્વની સાથે તું પણ ઇશ્વરાધીન થવા ઇચ્છે છે.

**કામાંધસીંહ**—જરા પણ નહીં નહીં બોલતાં રસ્તે થા નહીં તો તરવાર ચલાવવી પડશે.

**લલીતા**—આપ મોટા રાજેશ્રી હો તેમ આપના ચેહેરા ઊપરથી જણાયછે આ દુષ્ટે મારી ઉપર અતી જુલમ ગુજારી મારા નીર્દોશ પ્રાણપતીનો તથા મારા હીતેચ્છુ ગોરનો અને બીજા બે મનુષ્યોનો ઘણી નીર્દયતા વાપરી વધ કરી પોતાની દુષ્ટ મનોવૃતી સફળ કરવા ઇચ્છતો એવામાં મારા સુભાગ્યને લીધે આપ અત્રે આવી ચડ્યા તો મને ધર્મની બેન જાણી મહારૂં રક્ષણ કરવા ક્ષત્રીની ફરજ બતાવી આ દુષ્ટના પંજામાંથી છોડાવશો.

**કામાંધસીંહ**—સકુમારીકા કામકદળી મારી સાથે વધુ પડતું નહી બોલ એ દુષ્ટને હમણાંજ મારા હાથ બતાવું છું.

**કઠોરસીંહ**—વગર કારણે વચમાં પડી શા માટે લડવા ઇરાદો રાખેછે

**કામાંધસીંહ**—મારે તારી સાથે લડવાની જરૂર નથી આ હીરણાક્ષીને જલદીથી મારે સ્વાધીન કર.

**કઠોરસીંહ**—બદમાસ વિચારીને બોલ એનો પ્યાર મેળવવા ખાતર ચાર ખુન તો કર્યા તારી પણ તેવીજ દશા સમજ.

**કામાંધસીંહ**—તારે માથે કાળ નજદીક ભમે છેમાટે પ્રભુનું સ્મરણ કરી લે હમણાં સૃષ્ટિકર્તાની હજુરમાં પહોંચાડું છું.

(અન્યો અન્ય લડતાં કઠોરસીંહ મર્ણ પામેછે.)

**લલીતા**—(સ્વગત) અરે ઇશ્વર દુખનો છેડો આવે તેમ લાગતું નથી એ ઘાતકી દુષ્ટના પંજામાંથી તો ઉગરી પણ કામમાં અંધ થઇ મારીપર મોહીત થએલો આ દુષ્ટ રાજા કદી છોડશે નહીં પરમકૃપાળુ જો તેં મને આવું અથાગ સ્વરૂપ ન આપ્યું હોત તો આવું દૂખ કદી પ્રાપ્ત થાત નહીં પણ જેવી તારી મરજી મારા પતીવ્રતા ધર્મનું રક્ષણ કરવા સહાય થજે.

**કામાંધસીંહ**—શશીવદની મૃગલોચની ચંદ્રકળા મારા પ્રાણથીપણ વિશેશ પ્યારી તમારી ઉપર જે દુખનું વાદળું હતું તેનો મેં નાશ કર્યો હવે મારી સાથે તમારો પ્યાર જોડવા તથા મારા મેહેલને શોભા આપવા તૈયાર થાઓ.

**લલીતા**—અરે પ્રજાપાળક હું આપને મારા પિતાશ્રી તરીકે માનું છું તો દીન પુત્રી ઉપર કુ દ્રષ્ટી ન કરતાં જવા દેશો એટલી મારી ઘણી નમૃતા સહીત વીનતી છે.

**કામાંધસીંહ**—સુવદની કાંઇપણ બોલ્યા વિના મારે સ્વાધિન થા અરે મારાથી અધિક સુખ તને કોણ આપનાર છે હું પર્વત પુરીનો મહારાજા ધીરાજ નૃપતિ છુ ગમે તેમ થાય તોપણ કદી છોડનાર નથી, માટે અગાઉજ વિચાર કર. મારી સર્વ રાણીઓમાં તમને શ્રેષ્ઠપણું આપીશ.

**લલીતા**—આપ મહારાજાછે તો દુર દશાએ પહોચેલી બાળાપર જે નીચ વીચાર ધારોછો તેનો ત્યાગ કરી ધર્મની બેન જાણી કાપડું કરશો એવી આશા રાખુંછું.

(કામાંધસીંહ આલીંઘન આપવા જાય છે)

અરે દુષ્ટ દુર રહે.

**કામાંધસીંહ**—કોકીલસ્વરી તારાં કુવાકયો હું અમૃત તુલ્ય ગણી તેનુ શોશણ કરવા ઘણોજ હર્શ ધરાવું છુ. સર્વ પ્રપંચ છોડી દઇ ખુશીથી આવશો એ હજાર દરજજે ઉચીત છે નહીં તો બળાત્કાર કરવો પડશે.

**લલીતા**—(જાુંસ્સાબેર) **પાપી ચુપ પાપી ચુપ એ રાગ.**

પાપી ચેત, પાપી ચેત, પાપી ચેત તું;
નફટ નાદાન હદ ઝટપટ તું હેવાન, બન્યો શું ખરે બેભાન
લાવ ને જરી તું સાન, બાળવજે તારો જાન.

અધમ મુકી દે તું માન, શંઠ નટવીટ નર નીવડયો શું, પાપી
હજુ કાંઈ સાન, રે હેવાન, દીલમાં લાવ જરી;
અબળા અનાચારમાં શુમાર ફસાવો ખરી. પાપી.

**કામાંધસીંહ**—અરે નીચ નારતું વધુ શુમાર શું;
કરી લે છેલો વિચાર, થઇ તૈયાર આવને તું પાપી.

**લલીતા**—સીંહણ છંછેડયા થકી, નિરાશ થાવું છે નકી;
સાપ કેરા રાફ માંહી, હાથ ઘાલવો ના કદી. પાપી.

**લલીતા**— દયાવાન દયાવાન.
પ્રેમે પ્રભુજી તુને, કરૂં છેલ્લા પ્રણામ;
કૃપાવાન, કૃપાવાન, કૃપાવાન;
સાહ્ય-હાય-લાય થાય પ્રેમે.
આ શું થયું તુને દુર, કહું તારી હજુર;
નદ્દટ થઇ નઠોર, વામા જાણી વાળે ગેળ;
કહુંછું હું દીલધારી, મનમાં લે વીચારી,
અરે પ્રભુ દયા દીલધારી, ઉગારી લેજ્ને મોરારી;
ધારી-તારી મુરતી પ્યારી, ધ્યાને લીધી છે ઉતારી;
વાવા જાઉં વારી વારી, ગતી કતી દીસે ભારી.
સાહય—હાય—લાય—થાય પ્રેમે.

**કામાંધસીંહ**—મારી જીવ જાન પ્યારી તારાં સુંદર નેત્રો મારા ચપળતા હરી લે છે તારૂં એકેકું વચન અમૃતથી પણ અધીક સ્વાદીષ્ટ માનું છું જ્યારે તારો ને મારો પ્યાર જોડાશે ત્યારે કાંઈ પણ ખામી રહેશે નહીં.

**લલીતા**—આ દુષ્ટને ફસાવીશ ત્યારેજ મારા પતિવ્રતા ધર્મનું રક્ષણ થશે. નહીં નહીં આ દુસ્ટ લજયા લેશે માટે હમણાં તો આધીન થવું એજ ઉચીત છે (પ્રગટ) આપનો પ્રેમ મારી ઉપર કેવો છે તે જોવા માટેજ અત્યાર સુધી અવિવેકી ભાશણ કરવું પડયું બાકી મારી મનોવૃતિ હવેજ સફળ થઇ અત્યારથી મારી ઉપર જગત પાલનપતીની સંપુર્ણરીતે કૃપા દ્રસ્ટી થઇ તેથી મારા ભાગ્યોદયનો સુર્ય થઇ ચુકયો કેમકે આપ જેવા વિશ્વાસી કાન્ત મળ્યા.

**કામાંધ**—વાહ પ્યારી બહુ ચાલાકી અગાડી ચાલો હવે નગર તરફ જઇએ,

**લલીતા**—હું વણીકને ઘેર અવતારી પણ વણીક જ્ઞાતીમાં વરવુ એ મને પસંદ નહીં હતું ફક્ત મા બાપોની શર્મની ખાતર (નંદનને બતાવી) આમની સાથે પરણવું પડયું ઇશ્વરે સંબંધ સારો મેળવી આપ્યો પણ અગાઉથી એટલું કહું છું કે મારે શંકરનું વ્રત છે તો તે મુજબ મારે આઠ દિવસ આપનો વિયોગ વેઠી એકાન્ત સ્થળમાં રહેવું પડશે કાંઇ ઇલાજ નહીં તેથી લાચાર અને આ મારા પતીના તથા મારા હિતેચ્છુ ગોર બે જણાને કૃપા કરી અગ્નીદાહ અપાવશો.

**કામાંધ**—પ્યારી તેની તમારે ચીન્તા કરવી નહિ મારા સિપાઇઓને હમણાં તે બાબતનો હુકમ કરૂ છું વળી તમે એકાંત બાબત કહ્યું તો સમુદ્ર કાંઠે મારો હવા મેહેલ છે તેમાં ખુશીથી રહેજો હ્યો મારી સાથે મારા અસ્વપર સ્વાર થાઓ.

**લલીતા**—મેં આપને અગાઉથીજ કહ્યું કે આઠ દિવસ સુધી પુરૂશનો સ્પર્શ પણ ન થવો જોઇએ.

**કામાંધ**—એતો હું ભુલી ગયો હ્યો હવે રથમાં બેસો.

( સર્વ જાય છે. )

## પ્રવેશ ૨૧ મો.

પાત્ર—લલીતા તેના ગયા પછી કામાંધસીંહ સિપાઇઓ.

**લલીતા**—અરે પ્રભૂ આજે આઠ દિવસની અવધી છે માટે તે દુષ્ટ નક્કી મારા શિયળનો ભંગ કરશે તેથી હવે શું કરવું તે કાંઇ સુજતું નથી પેહેરેગીરોનો બંદોબસ્ત બહૂ સારો છે તેથી નાશી છુટાય તેવો રસ્તો નથી અરે હું મહા મુશીબતમાં આવી પડી દિનદયાળ પરમકૃપાળુ મેં તારા એવા શા અપરાધ કર્યા છે કે આ દિન પુત્રીને અસહ્ય દુખ આપે છે તે દુષ્ટને આવવાનો વખત નજીક આવતો જાય છે છતાં તું કાંઇ પણ સહાય કરતો નથી ત્યારે શું મારો પતિવ્રતા ધર્મ તજાવીશ નહીં નહીં એ કદી તને લાજમ નથી. માટે કૃપાદ્રષ્ટી કરી બાળાને શર્ણુ લઇ એ દુષ્ટની વૃતી નીશ્ફળ કર એવી મારી નીર્મળ નમૃતા પુર્વક વીનતી ધ્યાનમાં લઇ મારૂં રક્ષણુ કરવા સતવર સહાય શીયળનો ભંગ કરવો તે કરતાં પોતાના પ્રાણુની દરકાર ન રાખતાં

નાશવંત દેહમાંથી કાઢી તારી સમક્ષ મોકલવો એ ધણો દર જે શ્રેષ્ટ છે અને તેમજ બનવું જોઇએ (પોતાના ગળામાં શીર ઉપરના કેશનો ફાંસો નાંખી) વળી શાસ્ત્રમાં એમ કહેલ છેકે આપઘાત કરનાર કોટાન કોટી વર્ષ સુધી નર્કમાં રહેછે ત્યારે હવે શું કરવું આ ગર્જ શેની થાય છે (કઠોડાપર આવી) અહાહા શું સમુદ્ર ઉછાળા મારી રહયો છે કૃપાળુ ભગવંત વખતતો સારો મેળવી આપ્યો આમાંજ મારૂં શરીર જપ લાવું. માત પીતાની સાથે મેળાપ થવાનો હશે તો થશે ને નહિ તો પણ મારા શીયળનું રક્ષણુ થાય એ સર્વોતમ છે લેજે ભવાની માતા ભોગ. (સમુદ્રમાં પડે છે)

**કામાંધસીંહ**—પરદુખ ભંજન શેવકની સહાય કરનાર અંતરયામી પરમીષ્ટ વીભૂ તારી ક્રૃતી ન્યારી છે અહાહા તે શશીવદની ક્યાં અને મારૂં સ્થળ ક્યાં કેવી રીતે એક બીજાનો મેળાપ કરી આપ્યો છે પણ સુંદરીનો સહવાસ કરતાં અત્યારે એક ક્ષણમાત્ર વખત ગુમાવવો તે યુગ સમાન છે માટે ત્વરાથી તેની પાસે જાઉં. (હવા મેહેલમાં દાખલ થાયછે)

પ્યારી ચંદ્ર વદન કેમ દેખાતી નથી. અરે તે ક્યાં ગઇ હશે (સર્વ ઠેકાણે તપાસ કરે છે) અરે ક્યાં ગુમ થઇ ગઇ (સીપાઇ પ્રત્યે) અલ્યા સીપાઇઓ તમે અંહીથી ક્યાં ગયા હતા.

**સીપાઇ**—માહારાજા સાહેબ આપ જે રંભારૂપી રત્ન લાવ્યા હતા તેણે ગમે તે કારણસર પોતાનું શરીર આ સમુદ્રમાં જંપલાવ્યું.

**કામાંધસીંહ**—અરે જગત નીયંતા તારા ધરનો આ શો કોપ મહા મુસીબતે તે એક અમુલ્ય હીરાનું સંપાદન કરાવ્યું તે ક્ષણ વારમાં મારીપર ધ્યાન લાવતાં હર્ણ કરી લીધુ તે રંભાએ પોતાના વહાલા પ્રાણની દરકાર શા માટે નહીં રાખી હોય શું તુ ભુલથી તો નહીં પડી ગઇ હોય, નહી એમતો કદીજ નહીં, એ ચતુરા કદી ચુકેજ નહીં, ખરે ખાત તેણે પોતાનું શીયળ ભંગ ન કરવા મર્ણને આધીન થઇ સમુદ્રમાં પડી હશે કેમકે અગાઉથીજ તેના મનમાં જે દ્રઢ વીચાર હતો તે પાર પાડયો પહેલાં મને પીતા કહી મારી સાથે પ્યાર ન જોડવા પોતાની વૃતી કેવી બતલાવી હતી પણ મને કદી

છોડશેજ નહીં તેવા વિચારથી મને ફોસલાવી સ્પર્શ કરવા દીધો નહીં.

માબાએ ક્રોધજ કીધો.

કામા શી કેરજ કીધો, દીલદાર દગો કેમ દીધો;
અરે વા, વા, વા, ધીક નાર, તજીને પ્યાર, બની નાદાર;
લાગ લઇ લીધો. કામા.
અરે હીણભાગી જીવડા, ફોગટ ફાંફાં ન માર;
નારીના વીશ્વાસથી, ખાય ખાસડે માર.
ખાય ખાસડે માર, ખરે વ્યભીચાર;
મહી નહિ કંઈ સાર, અરે વા, વા, વા, ધીક.

જે થયું તે ખરૂં વિલાપ કરે પ્રાપ્ત થાય તેમ નથી જેવી ઇસ્વર ઇચ્છા.

## પ્રવેશ ૨૨ મો.

### સ્થળ—કનકા પુરી બંદર.

પાત્રો—ખારવાઓ-બેભાન સ્થીતીમાં લલીતા અને પછીથી તે નગરની ગણીકા ચંદ્રાવળી.

પેલો ખારવો—આજે તો કાંઇ ભરખ બરખ મળ્યો નહીં તારે ખાવું હું.

બીજો—પારકીના હાથ પગતો પરમેહરે આપ્યા સે તો હલાવીને ખા.

ત્રીજો—ના ભાઇ આપણેતો પેલા વાણીઆના ગોરજી વાણીઆને હાથ જોડાવેસે તેમ આપણે પણ હાથ જોડયાસે કે બેઠા બેઠા ખાવું.

ચોથો—ભાઇ મારે પણ એવાજ હેતાસે પરમેહર ભુસ્યા નથી રાખતા.

પેલો—વળી ભુસ્યા તે રાખે જો પેલું પાટીઉં તણાઈ આવેસે તેના ઉપર અહતરી બેઠીસે.

બીજો—હા ભાઇ હા તે અહતરી કેવી જગમગેસે.

ત્રીજો—મારા હારા એનો પંડકાં જગમગેસે એના ડોકામાં હારૂં હારૂં ઘરેણું જગમગેસે.

ચોથો—મને તો એમ લાગેસે કે કોઇ મોટા ઘરનું મનખસે.

પેલો—હા ભાઇ ખરૂં પણ મરી ગઇ એમ લાગેસે.

બીજો—તારે તો આપણા ભવની ભ.વઠ ગઈ.

ત્રીજો—જો બાપડી જીવતી હોય તો મારવી બારવી નહીં હારૂં હારૂં લઇને કાઢી મુકહું.

ચોથો—એવી તો રૂપાળી લાગેસેકે જાણે ઈંદરની અપહરા પણ પાટીઉં ઓરૂં આવ્યું તો લ્યો ખેંહી લઇએ.

( લલીતા સહીત પાટીઉં તાણી લે છે )

પેલો—વા કેવી રૂપારી સે એને તો પરણું એવું મન થાયસે.

બીજો—જો મારા હારા પણવાતું હાંભયું પણ તારી ડોહીમાં જીવ ક્યાંસે ભાળતો નથી કે ચેમ.

ત્રીજો—અરે ભાઇ ગળકીમ્એ તો જીવસે આ બધું ઘરાણું ઉતારી લ્યો શેમે નીહરતું નથી.

(મહા મુસીબતથી ઘરાણું કાઢી લેછે )

ચોથો—આને જીવતી કરીને વેચીશું તો ફદીયાં ઘણાં આવહે.

પેલો—અરે રાજા છાપને આપહું તો તું તો ફદીયાં કેસે પણ રૂપિઆ ઘણાં આવહે.

બીજો—મારા હારા એને તે ચ્યાં લોટ બળ્યો સે.

ત્રીજો—એમ ચેમ ભાઇ.

બીજો—હાંભળો આપણો ભા એવી વાતો કરતા કે આ રાંડનાની મોર જે રાજા હતા તેતો બળધીઆ જોડાવી ગાડા જેવું લઇ તેમાં બેહી નીહરતો પણ હાલતો પેલા ભુરીઆ સાબે આવીને હઉને વહ કરી લીધા અને હુધરેલા બનાવી થોડા ખરસમાં શેડવવા હકમ કર્યો બળધીઆના રૂપિઆ જાજા બેહે ઇ હારૂ મોઢવા જેવું કરી તેને ઘોડા બાંધી બેહીને નીહરવા મંડયા.

ત્રીજો—મારા હારા તારૂં ભાન નાહી ગયું કે હું એ કરતાં તો આમાં વધુ રૂપિઆ બેહે.

ચોથો—બેસ સાનો માનો તને તે કયાં ખબર સે જેમ કેસે એમ કેવા દે નઇ પસે હું ભાઇ.

બીજો—મારા હારા ભુરીઆ સાબ આવતાં આપણી રોજી ભાંગી પડી ચેમકે આપણા બાપદાદા સોરી કરીને બહુ પૈસા લાવતા પણ આણે આવીને એવો તો હકમ કર્યો કે કોઇ સે કે સું કરે નહીં વળી બીજું કે રાજાને એવા તો માર મા-

થી કે હવે તેનો હકમ વરતેસે જારે એ બારણે નીકળે છે તારે ઉઘાડી તરવારે પસાક હપાઇ મોરને પસાક વાંહુ નાહી ન જાય માટે હાલેસે.

**ત્રીજો**—મારો હારો ચેવું ખોટું બોલેસે હતો એના રખણુને હાઇ હાલેસે માટે હવે પસી એવું બોલતો ના એની પાહે તો બહુ રૂપિઆ સે હકમ પણુ એના હાથમાં સે.

**પેલો**—ભાઇ મારૂં કેવું ખરૂં કે ખોટું જેમ; એનેજ આ રાંડ આપીએ.

**બીજો**—તારો ડોહો કેસે તો હાંભળતો નથી જ્યારે હકમ 'એની પાંહે સે તો આપણે લઇને જાએ તો ગનો મુશી હુળીએ ચડાવે

**ત્રીજો**—પણ બાપડી ઠગી બહુ ગઇસે તો લાવો બળતામાં શેકીએ

**ચોથો**—સેટે રાખી તપાડવી પડહે ચેમકે આની સામડી એવીતો હુંવારી સે કે આગ અડતાં ફોડલો થાહે.

**પેલો**—લાવો એને રૂમાં દાબીએ.

**બીજો**—હે ઈતો હારૂં બોલ્યો (રૂના પોલમાં લલીતાને અંશમાત્ર શુધી આવે છે.)

**ત્રીજો**—જો હલવાતો મંડી ચેવી ટગર ટગર જોવેસે લાવ એને હાકર પાઇએ. (ચંદ્રાવળી પ્રવેશ કરે છે.)

**ચંદ્રાવળી**—આજે નવીન લાવ્યા છો કે કેમ.

**ચોથો**—હા ધણીઆણી છાપ એક એવીતો અહતરી હાથ આવી સે કે જાણે ઇંદરની અપહરા જોવો પેલી હુતી.

**ચંદ્રાવળી**—(સ્વગત) અહાહા કેવી સ્વરૂપવાન છે તે આપણાજ કામની છે (ચાસન) અલ્યા ખારવાઓ કેટલા રૂપિઆ આપું.

**પેલો**—મારા ધણીઆણી છાપ અમારે વધુ નથી જોતા રૂ. પાંચ હો આપો.

**બીજો**—મારા હારા રાંડ ગધાડીના એટલામાં તે આવી કમળી બાઇડી આપી દેવાય ગણુકા છાપ મારે ખોટુ બોલવાનું ની મસે હાસે હાસે કેવરાવો તો રૂ. વીહ વીહું લેવાસે.

**ચંદ્રાવળી**—બહુ સારૂં ચાલો રૂપિઆ ગણી આપું આને સાચવી રથમાં બેસારો.

**ત્રીજો**—ચોથા પ્રત્યે અલ્યા મીઠીઆ જા તેં પાટલાપર ધુળ નાંખીસે તો તને ગણુતાં આવડહે.

(ડ્રોપસીન પડે છે)

## પ્રવેશ ૨૩ મો.

### સ્થળ—ચંદ્રાવળીનો મેહેલ.

પાત્ર—લલીતા ભૈરવી ગજલ.

ક્ષમા કરો પ્રભુ હવે, દુખી થઇછું હું અતી;
મુક્ત થતી નથીજ હું, વ્યભીચારના ફંદથી.
કામાંધસીંહ પાસેથી, મુસીબતે છુટી અરે;
આયુષ્ય મારૂં આણવા, સમુદ્રમાં પડી ખરે.
ત્યાંથી તેં ઉગારીને, મોકલી મુને આંહી;
પતિવ્રતા પાળું હું, ભાંગશે ખરે અંહીં.
દુર ભાગી હું દુખી અતી, સહાય કર વીશ્વંભરા;
શીયળ મારે પાળવું, ગુણ ગાઉં હું તમ તણા.
માટેજ લેને શર્ણ તું, ભગ્ત વસળ છો પ્રભુ;
દ્રૌપદીને ચીર આપ્યાં, નવસેં નવાણું તેં વીભુ.
સત્યવાદી હરીચંદ્રનું, સત્ય સાચવ્યું તમે ખરે;
પ્રેહેલ્લાદની સહાય કીધી, ઉગારી લીધાં તેહને.
તેવીજ રીતે પ્રભુ તમે, દયા લાવો બાળા પરે;
બંધનથી મુક્ત કરો, પૂત્રીને ખરે ખરે.

હે ભગ્ત વસળ દીનદયાળ પ્રભુ મારા અપરાધ ક્ષમા કરી સ્તવર મારા દુખનો પાર આણો અરે આ દુષ્ટ રંડાના ફંદમાંથી મારે ઉગરવાનો એકે રસ્તો નથી નક્કી અંહીઆ મારા શીઅળનો ભંગ થશેજ આ ચંડાળ ગણીકા મારી વેરણ પ્રીયવંદાની બેન હોય તેમ લાગે છે કેમકે ચેહેરામાં તથા હાવભાવને કટાક્ષ મારવાના ગુણ તેના જેવાજ છે તેની રીતે આણે પણ ઘણાને ખુવાર કર્યા હશે. નાસી જવાનો એકે રસ્તો નથી પ્રભૂ આવા બારીક સમયમાં સહાય કરી ઉગારી લેવાને તું સમર્થ છે બાકી સર્વ વૃથા શેહેરમાં ચોકી પેહેરાનો બંદોબસ્ત મજબુત છે તો અંહીઆંથી નાશી તેના હાથમાં સપડાઇ જાઉં તો તેના તે દીવસ આટલું બધું દુખ આ સ્વરૂપને લીધેજ પામુંછું અરે મારાં માતપીતાઓતો એમ જાણતા હશે કે પુત્રી સાસરે જઇ સૂખમાં લીન થઇ ગઇ તેથી સમાચાર પણ નથી મોકલાવતી. પણ તેને મારી દુર્દશાની ખબર

ક્યાંથી હોય હું આવી નીરમાલ્ય સ્થીતીમાં પહોચી તેનું મૂળ કારણ તો હીંદુ લોકોની ખોટી રૂઢીજ પણ જોડાવર સાથે હસ્ત મેળાપ કરાવ્યો હોય તો આવી વલે કદી થાયજ નહીં આ દુખ રૂપી સંસારમાં ડુબ્યા કરૂં છું પણ કીનારે ઉતારવા જગત નીયંતા તારોજ આધાર છે માટે જલદીથી દીનપુત્રીની વહારે ચડવા તતપર થા. થવાનું હશે તે થશે પણ અંહીઆંથીતો છુટવુંજ સમુદ્રની શરદીને લીધે મારૂં શરીર અકડાઇ ગયું છે તેથી ભુસકો માર્યાની પણ શકતી નથી (પલંગ જોઇ) અહાહા ઇશ્વરે કેવો જોગ મેળવી આપ્યો આ પલંગની પાટીથી ઉતરવું સેહેલ પડશે આમાંથી તો બચ્યુ વળી આગે આગે ગોરખ જાગે.

(પાટી વતી હેઠી ઉતરી રસ્તે પડે છે)

## પ્રવેશ ૨૪ મો.

### સ્થળ—ધોરી રસ્તો.

પાત્ર—લલીતા—રતનો ને પાછળથી સુર્યસીંહ.

**લલીતા**—અહા આ કેવો વીકટ માર્ગ છે ચાલતાં ચાલતાં દસ બાર ગાઉને આશરે આવી તો પણ રાત્રી ખુટતીજ નથી મારૂં શરીર શ્રમ તથા વાડોના જરડાને છેક દર્બલ્યતા પામી ગયુછે વીજળીના ચમકારા થયા કરેછે પશ્ચીમ દીશા તરફ નજર કરતાં ફાસ ફરસની હવાથી ભડકા થાયછે આવીહવા સ્મશાનમાંજ પેદા થાયછે તો તેની તરફ શેહેર પણ હોવું જોઇએ માટે લે તે દીશા તરફ ચાલું અરે આખું શરીર જરડાઈ સન્ડ થઇ ગયું છે ચાલવાની શકતી રહી નથી લે જરા આરામતો લઉં પણ ખોટી થવાનો સમય નથી કેમકે પાછળ મનુષ્યના ધબકારા સંભળાયછે તો વળી પકડાઇ જઇશ.

**રત્નો**—ચંદ્રાવળીના મેહેલ પાસે ઉભો રહ્યો તો રાંડનો પત્તો મળ્યો અહા શી તેની ચતુરાઇ ચંદ્રાવળીને પણ છેતરીને નાશી તે એવી છુપી રીતેતો ચાલી જાયછે કે કઇ દીશાએ જાયછે તેની પણ ખબર નથી પડતી (વીજળી થતાં) જો રાંડ ચાલી જાય માટે તેની પાછળ ચાલ્યા કરૂં આરાંડને મારી નાંખી કાંઇક બાતમી લઉં જાઉતો પ્રીયવંદા તથા છળદાસ તરફથી મને ઘણું સારૂં ઇનામ મળશે.

**લલીતા**—( પાછું જોતાં ) અરે આ પુરૂષ મારી તરફ આવતો હોય તેમ જણાયછે હું નકકી તેનામાં સપડાઇ જઇશ માટે કંઇ ક યુકતી શોધું આ ઘાસની ઘટા સારીછે તેની અંદર પેસી જાઉં જીવ જંતુનીતો હરકત નહીં આવે કદાપી આવેતો પણ શું કેમકે શીઅળ સચવાતા ઇશ્વરા આધીન થવું એની હેહેસત નથી.

( પેસી જાયછે )

**રત્નો**—ઘડીકમાં તે રાંડ ક્યાંઇ ગુમ થઇ ગઇ આગળ ગઇ હોય એમતો લાગતું નથી. માટે આટલામાંજ હશે એતો ખરી ખાત્રીછે પણ ક્રશ્ન પક્ષની રાત્રી છે તો પતો લાગે તેમ નથી માટે સવાર આહીંઆ પાડી પતો મેળવવોજ.

**લલીતા**--તે દૃષ્ટ નકકી મારી પાછળજ આવેલછે પણ અત્યારે અંહીથી નીકળવુંજ નહીં સવાર થતાં કોઇ પણ મનુષ્ય નીકળશે ઇશ્વર આ કામમાં સંપુર્ણ સહાય કરજો.

( સવાર થતાં. )

**રત્નો**—રાંડ સવાર થઇ તોપણ દેખાતી નથી ચાલ ઘાસની ઘટામાં તપાસ કરું ( લલીતાને જોતાં ) રાંડકેવી લપાઇને બેઠીછે લલીતાનું કાંડુ પકડી ) બોલ મારા હાથમાંથી હવે ક્યાં જઇશ.

**લલીતા**—અરે ભાઇ મેં આપનો શો ગુન્હો કર્યોછે કે હું બળતીને બાળવા તૈયાર થાઓછો.

**રત્નો**—રાંડ તુ કામાંધસીંહને ચંદ્રાવળી પાસેથી નાશી છુટી પણ બોલ હવે અંહીથી કયાં જનાર છે તારા પતિવ્રતા પણાનો ભંગ કરી તને જાનથી મારીશ.

**લલીતા**--( હાથ તરછોડાવી ) નીચ ઘાતકી અપશબ્દો ફેંક નહી આ સીંહન છંછેડયા થકી તું કદી ઉગરવાનો નથી આ વખત ઇશ્વર વીના મારો કોઈ બેલી નથી તો પણ જો પાસે આવ્યોતો શ્રાપ આપી બાળી ખાખ કરી નાંખીશ.

**રત્નો**--લે બાળ જોઇ ( લલીતાનો હસ્ત પકડી ) બોલ હવે શો વીચાર ધાર્યોછે.

**લલીતા**—( હાથ છોડાવી ) દુર દુર ચંડાળ તારા મનમાં તું એમ ધારતો હઇશ કે મારી મનોવૃતી સફળ કરીશ પણ એમ

સ્વપને પણુ જાણીશ નહીં ઇસ્વરે સર્વે ઠેકાણે મારી લજ્યા રાખીછે તો અંહીઆ કેમ નહી રાખે.

( સુર્યસીંહ પ્રવેશ કરેછે. )

સુર્યસીંહ—અરે દુષ્ટ અબળા ઉપર જુલમ શા માટે ગુજારેછે.

રત્નો—તારે શું કામ છે છાનો માનો તારે રસ્તે ચાલ્યો જા હું મારે પાલવશે તેમ કરીશ તેમાં તારે શું.

લલીતા—અરે મારા ધર્મના બન્ધુ આ દુષ્ટ કાંઇ પણુ વાંક વગર નાહક જુલમ ગુજારે છે મારી સહાય કરવા આપને ઇસ્વરેજ મોકલ્યા હોય તેમ જણાયછે.

સુર્યસીંહ—હું તમને ધર્મની બેહેન કરી જાણું છું તમારા ઉપર જે દુખનું વાદળુંછે તે દુર કરી આ દુષ્ટને ક્ષણવારમાં જગત કર્તાની હજૂરમાં પુન્ય પાપની હાજરી આપવા માટે મોકલાવું છું ( રતના પ્રત્યે ) અરે દુષ્ટ ઉગરવાની આશા રાખતો હોય તો આ અબળાની છેડ ન કરતાં રસ્તે પડ.

રતનો—લવરી છોડી દયો નહીં તો હજુરમાં કોણુ પહોંચસે તેની હમણાં ખબર પડશે ( અન્યો અન્ય લડાઇ થતાં રતનો મર્ણ પામે છે. )

લલીતા—પરદુખભંજન પ્રીય બન્ધુ અબળા એની ઉપરથી થતો જુલમ અટકાવ્યો તેથી ઇશ્વિર આપનું કલ્યાણુ કરશે આપનો ઉપકાર જ્યાં સુધી આ દેહ રહેશે ત્યાં સુધી વિસરવાની નથી પણુ ચંપાનગરી અહીંઆંથી કેટલી દૂર હશે.

સુર્યસીહ—એની તે શેહેર પાંચેક ગાઉ દુર છે હું ચંપાનગરીના મહારાજા અભયસીંહનો કુમાર સુર્યસીંહ છું મેં મારી ક્ષત્રીની રીતી મુજબ ફરજ બતાવી તેમાં કાંઈ ઉપકાર જેવું નથી. પણુ તમે અહીંઆ શી રીતે આવ્યા અને આપ કોણુ છો વિગેરે બાબતથી વાકેફ કરશો.

લલીતા—પુજ્ય બન્ધું હું પણુ ત્યાંના નગરશેઠ જીવરાજની પુત્રી લલીતા છું ઇશ્વરી ઇચ્છાથી હું આ બુરી સ્થિતિમાં પહોંચી છું મારે માથે કેવાં કેવાં કષ્ટનો વરસાદ વરસ્યો છે તે કહેવાને મારી જીભ ઉપડતી નથી ફક્ત ઝાડજ ઉગ્યાં નથી નહીંતો જગત દેખત.

**સુર્યસીંહ**—અરે લલીતા બા, આ તે હુ સ્વપ્ના આધિન છું કે જાગ્રત સ્થિતિમાં છું.

**લલીતા**—એમ કેમ બોલોછો ભાઈ.

**સુર્યસીંહ**—આખી નગરીમાં એવી વાત ચાલી છે કે લલીતા અચાનક મર્ણ પામી તેથી શોક પ્રવૃતી રહ્યો છે નગરશેઠ તથા તમારી માતુશ્રી આંખોમાંથી પાણી સુકાવા દેતા નથી તમારી પાછળ તેણે ઘણાં રૂપિઆનો ખર્ચ કરી ધર્મશાળા, શીવાલય રૂદ્રાક્ષ, વાવ કુવા વિગેરે પરહિતેચ્છુ મકાનો બંધાવ્યા

**લલીતા**—(સ્વગત) પેલા દુષ્ટ છળદાસનુ જ કામ (ચાસન) અધરથી વાત ઉડી હશે.

**સુર્યસીંહ**—હવે તો તેમજ ના બેની તમને શ્રમ બહૂ લાગ્યો હશે માટે લ્યો મારા અશ્વ પર સ્વાર થાઓ હું થોડીવાર ચાલ્યો આવું.

**લલીતા**—ભ્રાતુશ્રી એ લાજમ નહીં આપ સકુમારથી એક ડગલું પણ ચાલી ન શકાય મારે તો દુખ ભેગુ દૂખ.

**સુર્યસીંહ**—શેહેર કાંઇ દૂર નથી તો ક્ષણવાર બેઠાં હોતતો તમારા શરીરને શાન્તી આવત. (દરવાજા પાસે આવી)

**લલીતા**—(શેહેરનો દેખાવ જોઇ) અહા શી નગરીની શોભા બની છે ચડતી અને પડતી એ ઇશ્વરીજ નિયમ છે તે પ્રમાણે સર્વને માથે ગુજરતી આવે છે શેહેર કેવી શુભ સ્થિતિમાં પહોંચ્યું છે તેવીજ રીતે હું દુરદશાને પહોંચી હજી પણ શું ગુજરવાની હશે.

**સુર્યસીંહ**—બેન તમારા શોકનું નિવારણ કરો ઇશ્વર સહૂની પરિક્ષા લે છે પણ આપનાં ઘર સુધી તમારી સાથે આવવું પડશે કે કેમ.

**લલીતા**—મારે આપને કહેવું અઘટીત છે પણ મારી દશા શુન્ય થઇ ગઇ છે તેથી મારા ઘર તરફ જવાનો રસ્તો જડશે નહીં વળી આપ વિના મારી કોઈ પિછાન પાડશે નહિ માટે કૃપા કરી મારી સાથે આવવા તસ્દી લેશો,

**સુર્યસીંહ**—અરે મારી ધર્મની બેહેન એમાં તે શું ઉપકાર કરવાનો છે લ્યો ખુશીથી આવું (ડ્રાપસીન પડે છે)

## પ્રવેશ ૨૫ મો.

### (સ્થળ) જીવરાજની હવેલી.

**પાત્ર**--જીવરાજ, કમળા; અને પછીથી સુર્યસીંહ, લલીતા, પ્રભા વતી પાર્વતી મોહન, મથુરો વિગેરે.

જીવરાજ }
કમળા } **સીતાજીના મહીનાનો.**

ઇશ જુલ્મ કર્યો તેં અપાર, અમારી ઉપરે;
દુખરૂપી થયો છે સંસાર, શોક તો ના શમે.
પ્યારી હતી જે પુત્રી એક, તે લીધી તમે શહુરે;
થયાં નિરભાગી અમે છેક, થતાં તેનું મર્ણરે.
અમને કોમળ લલિતા બાળ, અરે બહુ સાંભરે;
ચિત્તમાં ખરખર જરે અંગાર, ઘડી તે ના વિસરે.
અશુભદિને સાસરામાંહ, ગઇ તું અરે ખરે;
દીઠું મુખ નવ ફરી કયાંઇ, હૈયે તો હોળી બળે.
દિન ઉપર કોપ અથાગ, ગુજાર્યો તેં વિભુ;
સર્વ સુન્ય લાગે સંસાર, પુત્રી જતાં પ્રભુ.

(સુર્યસીંહને લલીતા પ્રવેશ કરે છે.)

**જીવરાજ**—સુર્યસીંહને આસન આપી આપે આજે દીન શેવકને ઘરે પધારી મારૂં ઘર પાવન કર્યું જો મારૂં કામ હતું તો આપને મને ત્યાં તેડાવવો હતો નાહક તસ્દી શા માટે લીધી તે કૃપા કરી જણાવશો.

**સુર્યસીંહ**—નગરશેઠ આપને વધામણી આપવા દાખલજ અત્યારે આવવું પડયું.

**જીવરાજ**—કુમાર સાહેબ હવે મારે શેની વધામણી લલીતા જતાં અમારા દુખનો પાર રહયો નથી. અમારૂં સમૃધાનું સર્વ સુખ તેની સાથે ગયું.

**સુર્યસીંહ**—આપને જેનો શોક છે તેનેજ અત્યારે તેડી લાવ્યોછું જુઓ આ લલીતા બેન.

**જીવરાજ**—મારા દુખીઆની મશ્કરી શા માટે કરોછો વળી મરી જાય તે પાછાં આવતાં હશે.

**લલીતા**—પીતાશ્રી હું મરી નથી ગઈ આપની સમક્ષ ઉભીછું તે જ હું લલીતા ઇશ્વર કૃપાથી મારે આપનાં દર્શન થયાં નહીં તો મરી ગયેલજ હતી.

**કમળા**—( સ્વગત ) સ્વર તથા ચેહેરામાં તો ખરેખાત લલીતાજ લાગે છે ( ચાસન ) લલીતા તે ક્યાંથીજ હોય.

**સુર્યસીંહ**—તમે તમારા મનમાં મશ્કરીનો અંશ ન લાવતાં તમે જે નજરે જુઓછો તે ખરેખાત લલીતાજ છે માટે જરાપણ અંદેશો ન લાવતાં શોકનું નીવારણ કરી તમારી પ્યારી પુત્રીની સાથે ભેટો.

**લલીતા**—માતુશ્રી તું હજી સુધી કેમ નથી પીછાનતી બરાબર યાદ શકતી આણી તપાસ કરો આ પરમ દયાળુ કુમાર સાહેબ મારા તથા તમારા જો કમ નસીબથી ન નીકળ્યા હોત તો મને મુએલી વાંચો છો તેજ પ્રમાણે થાત.

**જુવરાજ— કમળા –** } ત્યારે તું લલીતા છે એ શાથી સાબીત થાય.

**લલીતા**—પીતા માતુશ્રી આપની સાથે અહીઆં પહેલાં હતી તે વખતમાં કાંઇપણ ગુપ્ત વાત કરી નથી પણ મારી સહીઅર પ્રભાવતીબા હાજર હોય તો તેડાવો ( પ્રભાવંતીને તેડાવેછે )

**પ્રભાવતી**—અરે આતે લલીતાબાના જેવું કોણ છે પીશાસણી થઇને તો નથી આવ્યા.

**લલીતા**—અરે બેન તેં પણ પીશાચણી કહી લીધી પણ બારીક નજરથી તપાસ કર વળી આ માહારાજાએજ મને પહોંચતી કરી છે તો પીશાચણી ક્યાંથી હોઉં.

**પ્રભાવતી**—ત્યારે શું અમે મર્ણના સમાચાર સાંભળ્યા તે ખોટા.

**લલીતા**—હા બેન તેમજ તો તું પણ સુજ્ઞ થઇને મને ભુત પ્રેત કેમ જાણે છે.

**પ્રભાવતી**—( બરાબર પીછાન થતાં ) સર્વ પ્રત્યે ખરે આ લલીતા બેનજ છે અરરર આવી તારી શી દશા.

**લલીતા**—હોય માણસને માથે થતું આવે છે હજુ પણ તને વીશ્વાસ નથી આવતો મારા અંતરમાં વશેલી છતાં દુર શા કારણથી રહે છે હું જીવતી લલીતાછું.

**પ્રભાવતી**—હવે મને ખાત્રી થઇ પહેલાં તો દહેસત લાગેજ.
(અરસપરસ ઘણાં ભાવથી ભેટે છે.)

**કમળા**—મારી વહાલી લલીતા આતે શું હું નીંદ્રામાં દેખું છું.

**લલીતા**—માતુશ્રી નીંદ્રા નહીં પણ જાગૃતીમાં છો.

**કમળા**—ખરેખાત હું જાગૃત છું? અરે એની તારી શી દશા.
(અરસપરસ ભેટી અશ્રુપાત કરે છે.

**સુર્યસીંહ**—લલીતા બેન હવે અશરૂપાત નહીં કરો.

**લલીતા**—ભ્રાતુશ્રી આ શોકના આંસુ નહીં પણ હર્ષના છે જીવરાજ પ્રત્યે પીતાશ્રી હું આપને નમ્ન કરૂં છું.

**જીવરાજ**—તમે સર્વ ભેટોછો પણ મારા માન્યામાં નથી આવતું.

**સુર્યસીંહ**—જીવરાજ ભાઇ તમે તે અકકલહીણ થઇ ગયા કે શું ખરેખાત તેજ લલીતા છે.

**કમળા**—પણ લલીતાબા તારી દુરદશા આવી શી રીતે થઇ.

**લલીતા**—માતુશ્રી શી રીતે થઇ તે કહેતાં જીભ અટકાયછે તો પણ ટુંકામા મારા દુખની વાત શ્રવણ કરો.

મેરા ગમકા તરોના,

**લલીતા**—થઇ દુખી હું ભારી, કહું વીસ્તારી; સુણજો સર્વેજન.
મારા કર્મની કહાણી, દીલમાં જાણી, સુણજો.
સાસરવાસે સુખ ન પામી, દુખ થયું અપાર;
સ્વામીમારો ગણીકા સાથે, કરતો વ્યભીચાર;
જોજો મન વીચારી, દુખમાં ભારી; થઇ આ નારી. સુણજો
નણંદી અમારી નિત્ય તો લડે, સાસુનું નહિ સુખ;
કંથ મારો તો મુરખ જેવો, સૌથી પામી દુખ;
તેથી મન મુંજાણી, આંખમાં પાણી, કર્મની કહાણી. સુણજો.
પરણીને જાતાં પેહેલી રાત્રે, કંથ થયાતા દુર,
વેસ્યાએ તેને ભાન ભુલાવી, કર્યો અતિ ચકચૂર;
મને મારતો મારી રમતો જારી, કરી દુખીઆરી. સુણજો.
દુષ્ટ સ્વામી મારવા કાજે, કરતો અતિ ઉપાય;
સીશી સુંઘાડી ગાંઠડી બાંધી, બારે તો લઇ જાય;
દોસ્ત સાથે મરાણુા પતિતો મારા, દુખના ભારા. સુણજો,
પુરણ પાપી પ્રીયવંદા જે, જીવથીજ જુદી થઇ;

કૃત્ય કર્યા તે આવી નડીઆ, પ્રાણુ તજીને ગય.
થઇ બહુ ખુવારી, અંતે હું ભારી, મન મુંજાણી. સુણુજો.
પંથીરામ જે પ્રાણુથી પ્યારો, ગોર આપણો જેહ,
મારી ખાતર અરપણુ કીધી, પ્યારી પોતાની દેહ;
ગયા સ્વર્ગમાં જારી, થઇ દુખીઆરી કરૂં લાચારી. સુણુજો.
પર્વતપુરીનો અંધ જે રાજા, રસ્તે ચાલ્યો જાય;
તેવામાં હૂં નજરે પડી તો, બાંધી લીધી ત્યાંય,
ત્યારે મન મુંઝાણી, હતું બહુ પાણી, તેમાં જપલાણી સુણુજો
કનકાવતીને કીનારે હુંતો, આવી પહોંચી તે વાર,
ત્યાંની ગણિકા લઈ ચાલી મૂજને, પોતાને ઘરબાર;
ત્યાંથી તો છટકી, દોરેથી લટકી, બહૂતો ભટકી સુણુજો.
સીધે રસ્તે ત્યાંથી ચાલી, આવી રણમોઝાર;
પુરશ એક પાછળ આવ્યો, હણવાને નિરધાર,
જોઇ દૂખ હું પામી, રાખ ન ખામી, અંતરજામી. સુણુજો.
એવા કષ્ટમાં ઉગારી લીધી સુર્યસીંહ દરબાર;
એની ગણીને તેણે મુજને, માર્યો દુષ્ટને ઠાર;
કેવા દુખે દખાણી, લ્યો સૌ જાણી, કર્મની કહાણી. સુણુજો

**જીવરાજ**—અહા એની તારા દુખની સિમાતો રહીજ નહિ.

**કમળા**—મારી બાપુડી લલીતા તારૂં દુખ સાંભળી મારૂં હ્રદય ઘણું ભરાઇ આવે છે હાય હાય તારી ઉપર આવું કષ્ટ હરહર શંકર (અશ્રુપાત કરેછે)

**લલીતા**—માતુશ્રી આપના વાસતલ્ય પ્રેમ પ્રમાણે દુખ થાયજ પણુ રૂદન કરો નહિ થવાનું હતું તે થઇ ગયું.

**જીવરાજ**—(કમળા પ્રત્યે) આપણેજ સ્વ હાથે કરી દુખ આપ્યું. જ દુષ્ટ ગોરના કહેવા મુજબ કાંઇ પણુ તપાસ કર્યો નહિ, ત્યારેજ તેનું ફળ મળે તેમાં કાંઇ નવાઇ નથી.

**પ્રભાવતી**—લલીતા પ્રત્યે મારી વહાલી સખી મારૂં હ્રદય વારંવાર હર્ષથી ઉભરાઈ આવેછે માટે ફરીને એક વખત ભેટ.

[પાર્વતી પ્રવેશ કરે છે]

**પાર્વતી**—લલીતા બા આપને પ્રણામ કરૂંછું તમારા ઉપર ઇશ્વરે કોપ ગુજારવામાં મણા રાખી નથી આપના બાઈ કેમ

નથી દેખાતા,

લલીતા—ઘણી લાચારીથી પાર્વતી ભાભી તે કહેવા મારૂં હૃદય આકુળ વ્યાકુળ થાય છે તમારા આવ્યા પહેલાં આ સર્વે જ નોને મારા દુખની વાતથી વાકેફ કરયા તેમાં તે બાબત આવી ગઇ છે.

પાર્વતી—ત્યારે શું તેઓ હજી સ્નેહપુરમાં બીરાજે છે,

લલીતા—(ડસકાં ભરતી ) મારી વહાલી ભાભી સ્નેહપુરમાં નહીં પણ મારા રક્ષણની ખાતર મારા પંથીરામ ભાઈ આ વખ ત સ્વર્ગે બીરાજમાન થયા છે હું દુષ્ટ તમારા સુખનો સુર્ય અસ્ત પમાડવામાં કર્તીઘ્ની થઇછું. (અશ્રુપાત કરેછે.)

પાર્વતી—( ડસકાં ભરતી ] હરહર પરમેસ્વર મારી અબળા ઉપર આવો શો જુલ્મ ગુજાર્યો સ્વયંભુતને મારી કંઇ પણ દયા ન આવી.

સુર્યસાંહુ—ગોરાણી માતુ વીલાપ નહીં કરો તમારા પતીએ આ સંસારમાં પોતાનું નામ અમર રાખીં ક્ષણુ ભંગુર સંસાર સુખની તૃષ્ણા ન રાખતાં ઇશ્વરી હજુરમાં જ્યાં સુધી સુર્યચંદ્ર છે તેવીજ રીતે અવીચળ સુખનું ગ્રહણ કરવા ત્યાં સીધા-વેલ છે.

લલીતા—પાર્વતી પ્રત્યે તમને દુખ ઉત્પન કરાવનારી હુંજ ચંડાળછું.

પાર્વતી—શુધીમાં આવી લલીતા બા આપે મારીપર દુષ્ટતા નથી વાપરી પણ ઘણોજ ગુણ કર્યો છે આ સંસારમાં કાંઈ પણ સાથે આવવાનું નથી ફકત પુન્ય નેપાપ એ બેજ સાથે આ વશે મારા પ્રાણ પતીને ફરીફરી એવો સું વખત મળત નહીં માટે જે થયું છે તે ઘણું સારૂં થયું છે કુમારશ્રીના કહેવા મુજબ મારા પ્રાણ રક્ષક અવીચળ સુખ ભોગવવા પધાર્યા તે આપને જ્યારે વીપતી પડી અને આપનું શીયળ સાચ-વવા ખાતર તમારા ધર્મ બન્ધુએ પોતાની ક્ષણુ ભંગુર દેહ તેમાં અરપણુ કીધી તેથીજ તે સ્વર્ગપુરીમાં સીધાવ્યા હશે નહીં તો સ્વર્ગે મળવું એ જેવું તેવું નથી મહા ઉપગારી કામો કરે તેનેજ દેવતાઇજ સુખ પ્રાપ્ત થાયછે મારે દુખ ઉપજવાનું ફકત એટલુંજ કારણ છેકે પ્રીયપતી વૈકુંઠ પધાર્યા

તેની મને ખબર નહીં હોવાથી અત્યાર સુધી આ જગતમાં દુખી રહી.

( મથુરોને મોહન પ્રવેશ કરેછે. )

મથુરો } મોહન } પાર્વતી પ્રત્યે માતુ શ્રી લલીતા ફઇ આવ્યા પણ અમાર, કાકા કેમ ના આવ્યા.

લલીતા—( બેઉને છાતી સરસી ચાંપી ( મારા વહાલા ભત્રીજાઓ મેં તમને ન બાપા કર્યા છે. ( અશરૂ પાત કરેછે

મોહન } મથુરો } અરે પરમેસ્વર દીન પુત્રી ઉપર આવો ગજબ શા માટે ગુજાર્યો.

અમે તારાં શા અપરાધ કરેલાં કે અમને બાલ્યા અવસ્થામાં પીતા વગરના કર્યા અને સાથે અમારી વહાલી માતુ શ્રી પણ અમારા પીતાનો દર્શન કરવા અગ્ની સંસકાર કરશે.

પાર્વતી—પ્યારા પુત્રો તમારા તથા મારા પુર્ણ કર્મ નસીબને લીધે તમારા પીતા સંસાર છોડી ચાલ્યા ગયા અને મારે પણ સતી થવું છે ટે । હવે તમારી શા દશા.

( અશ્રુપાત કરેછે )

મથુરો—ધીરજ પકડી માતુશ્રી અશ્રુપાત નહીં કર આ ક્ષણ ભંગુર સંસારમાં કાંઇ પણ નથી મારા પીતાએ લલીતા ફઈના રક્ષણ ખાતર પોતાની દેહ અર્પણ કરી વૈકુંઠ વીશે સાધાવ્યા તેમણે સંસારમાં પોતાનું નામ અમર રાખી મોક્ષ ગતી પામ્યા એ ઘણી ખુશાલીછે અમર નામ રાખનારનુ પાંચ ભુતોથી પ્રગટ થયેલું સ્થુળ દેખી શકાતું નથી પણ તેના યશ ગવાયા કરેછે માત પીતા બન્ધુ પત્ની પુત્ર પુત્રી એ સર્વમાં કોઇ કોઇનું નથી ફકત પાપી પુન્યજ સાથે આવેછે એવો ઉપકાર કરવાનો વખત કવચીતજ આવેછે માટે રૂદન નહીં કર.

પાર્વતી—મારા પ્યારા પુત્રો હવે મારે તમારા પીતાનાં દર્શન કરવા જવુંછે માટે જેવી મનની ટેકીછે તેવીજ રાખશો સુધારાનું મહણુ કરજો પર ઉપકારી કામનુ સદા ચીંતવન કરતા રહેવું મારા વહાલા પુત્રો જેવા સદગુણી છે તેવાજ રહેજો

જીવરાજ શેઠને તમારે પીતા અને કમળા બાને માતા તુલ્ય મારી જેવી રીતે નીરંતર સેવા કરતા તેની તેમની કરજે તમારાં ખરા માત પીતા તેજ છે છેવટને ભાગે ઇસ્વર પાસે એટલીજ માગણી કરૂંછું કે તમારૂં સદા કલ્યાણ થાઓ મારા પીતા તરફથી અદ્રષ્ય વીમાન મને તેડવા માટે આવ્યું છે. માટે હું તેમાં બેસીને જાઉંછું.

**સુર્યસીંહ**—ગોરાણી માતુ તમે સતી થવાનું કામ જે આરંભ્યું છે તે છોડી દો. શાસ્ત્રમાં પતી પાછળ સતી થવું કહેલ છે પણ તે ક્યારે જ્યારે પોતાને કાંઇ પણ સંતતી ન હોય ત્યારેજ. સંતતીને રઝળતી મુકી સતી થવું એ યોગ્ય નથી; કેમકે ગમે તેવા પુત્રો સમજુ છે તો પણ તેને દુઃખ ઉત્પન્ન થાયજ. જ્યારે ઇશ્વરી આ.ત તેના ઉપર આવી પડે ત્યારે તે તમારૂ સ્મરણ કરી દુઃખમાં લુબ્ધ બની જાય અને તે વખત તેઓ જે નીસાસા નાંખે તેનું તમને સ્વર્ગની પ્રાપ્તીત લાગેછે વળી ગમે તેમ તો પણ તેઓ બાળક છે. માટે બાળકપરનો વાત્સલ્ય પ્રેમ છોડી ન દેતાં પતી પાસે જવાની પ્રેરણા કરો નહીં. તમારો મોટો પુત્ર ઘણોજ સદગુણી લાગેછે તો તે વીશે કાલરોજે મારા પીતાને તે વાત કહી. ઉંચા દરજ્જાની નોકરી અપાવીશ. લઘુ પુત્ર પણ પોતાનું સારૂ નામ કાઢશે એવા એવા લક્ષણો દેખાય છે, આવા પુત્રને છોડી દઇ સ્વર્ગે જવાની ધારણા રાખો નહીં કેમકે પુત્ર રત્ન તો દેવતાઓને પણ દુર્લભ છે માટે એ વીચાર છોડી દો, એટલી મારી હીં કરજોડ દયાની ખાતર વીજ્ઞાપતી છે.

**સર્વનાગરીક જનો**—મહારાજા સાહેબ રાજ્યકુમાર શ્રીનું કહેવું યથાયોગ છે માટે સતી થવાનો તમે જે સ્વકલ્પ ધારો છો તે છોડી દો.

**મથુરો**—} માતુશ્રી અમોએ શાસ્ત્રનું મથન કરયું નથી તેથી સતી
**મોહન**—} થવાય કે ના થવાય તેની ખબર નથી; પણ ગૌ બ્રાહ્મણ

પ્રતીપાળ મહારાજ સાહેબ સુર્યસીંહ દરબાર તથા મુરબ્બી નાગરીકજનો એકત્ર મત પહોંચે છે તો શાસ્ત્રમાં પણ તેમજ હશે.

**પાર્વતી**—સર્વના કહેવા મુજબ હું માન્ય રાખું છું,

**લલીતા**—અત્યાર સુધી મારૂં મન ઘણું આકુળ વ્યાકુળ હતુ કેમકે એક બ્રહ્મ હત્યા મારે શીર બેઠી છે અને બીજી બેસવાની હતી તે સર્વ જનોએ શાસ્ત્ર આધારથી મારા શીરપર ઉતારી તેથી ઘણી ખુશાલી પામું છું આ બ્રહ્મ હત્યા થવાનું કારણ મને નીચ માણસની સાથે હસ્ત મેળાપ કરાવ્યો તેથી કરી હું કેટલી દૂખી થઇ કેટલાક મનુષ્યોની ખુવારી થઈ તેમ થવાનું કારણ હીંદૂઓની દુષ્ટ રૂઢીજ અને તેથી અથાગ અબળાઓ મારી મૂજબ દુખ વેઠેછે તો તે દુખનું નીવારણ થાય એવી હીંદુઓના ચીત્તમાં શુદ્ધ બુદ્ધી આવે એવી નીરંતર આશા રાખું છું અને તેની ખાતર મારે જરા વીવેચન કરવાની જીજ્ઞાસાછે તો સર્વ શ્રવણ કરશો.

**પ્રભાવતી**—લલીતા બા મારે પણ તારા જેવી આકાંક્ષા છે પણ તું બહુ શ્રમ વેઠીને આવી છું તો આજ બંધ રાખો કાલે શરીરને જરા સુગમ પડશે માટે કાલ રોજ તેમ કરવાનો વીચાર રાખો રાત્રી પણ ઘણી ગઇ છે તેથી સર્વ જનોને પોતાના ઘર તરફ જવાનો વીચાર હશે.

**શર્વનાગરીક**—હા લલીતા બેન પ્રભાવતીનું કહેવું માન્ય રાખો.

**લલીતા**—પણ આજના જેવો સુજ્ઞ જનોનો કાલે મેળાવડો થશે નહીં.

**સુર્યસીંહ**—એની તે ચીન્તા નહી કરો હું નગરીમાં ડંડેરો ટીપાવીશ તેથી આજથી પણ અધીક મનુષ્યો ભેગાં થશે.

**લલીતા**—જેવી સર્વની મરજી સારે સહુએ સુખેથી ઘરે પધારો હીંદુનું જેઓ હીત ઇચ્છતા હોય તે કાલ રોજે દરબારી કચેરીમાં હાજર થજો.

(સર્વ જાયછે.)



## પ્રવેશ ૨૬ મો.

### (સ્થળ) રાજ્ય કચેરી.

**પાત્ર**—અભયસીંહ સુર્યસીંહ જીવરાજ લલીતા પ્રભાવતી મોહન મથુરો આદી નાગરીકજનો ચોપદાર.

**ચોપદાર**—સર્વગુણ સંપન્ન વીવેક ભંડાર ગૌ બ્રાહ્મણ પતી પાળ મહારાજા ધીરાજ અભયસીંહ બહાદુરને ઘણી ખમા.

**સુર્યસીંહ**—પુજ્ય પીતા શ્રી આપના ચરણમાં પ્રણામ નીવેદન કરૂં છું.

**અભયસીંહ**—સદા કલ્યાણ થાઓ પ્યારા પુત્ર આજ કાલ આપણું રાજ્ય સર્વ કરતા ઇશ્વર ક્રપાથી શ્રેષ્ટ ગણાયછે.

**સુર્યસીંહ**—હા પીતા શ્રી આપના દીલની ઘણી ઉદારતા તથા પ્રજા પાળક ગુણોથી પ્રજા ઘણા ખુશાલીમાં દીવસ કાઢે છે.

**અભયસીંહ**—આપણા ગજો સંપન્ન રાજ્યમાં દયા દાન સારી રીતે થાય છે પરંતુ મેઘરાજેંદ્ર ક્રપા કેમ નથી કરતો ઉપરા ચાપરી વર્સો મોળાં આવતાં જાય છે ખજાનો પણ પ્રજા હીતેચ્છુ કામમાં ઉડાવી દીધો પરંતુ એકે વરસ દુકાળ વીના ખાલી રહેતું નથી.

**સુર્યસીંહ**—તેનું કારણ મારી બુદ્ધી પ્રમાણે એમ લાગે છે કે હાલમાં આપણા આર્યજાતી માંહેલી શ્રેષ્ટ જ્ઞાતીઓ પોતાની તન્તુ જાંતીઓને જોડાવર સાથે નહીં પરણાવતાં કેટલા ઊંચા કૂળ ઉપર મોહીત થાય છે અને ઘણાખરાંતો પૈસાની લાલચે આગળ ઉપર શક બનશે તેનો કાંઇ પણ વીચાર ન કરતાં સકુમાર બાળાઓને સંસારરૂપી જગતમાં હડશેલી મુકે છે આવી રીતે મેં વર્તમાન પત્રમાં વાંચેલ અને આજતો નજરે દ્રષ્ટાંત જોયું.

**અભયસીંહ**—બેટા તારી બુદ્ધી જોઇ હું ઘણો ખુશાલી પામું છું પણ દ્રષ્ટાંત શું જોયું તે યથાસ્થીતી કહી બતાવશો.

**સુર્યસીંહ**—પીતાશ્રી આપણા નગરશેઠની પુત્રી લલીતાને સ્નેહપુરમાં પરણાવેલ હતી તેનો પતી ઘણો દુરાચારી હોવાથી તેણે ઘણું કષ્ટ સહન કર્યું તેના પતીને જેની સાથે મીત્રાચારી

હતી તેજુજ કપટથી મનાવી નંખાગ્યો પછી લલીતા ઘણા દુષ્ટ જનોના હાથમાંથી છુટી આપણી નગરી તરફ આવતી તેવામાં તેના સસરાનો ગામનો એક દુષ્ટ માણસ તેની ઘાત કરતો હતો તેવામાં હું ત્યાં જઇ ચડયો અબળાપરથી પડતો જુલમ અટકાવવો એવી ફરજ ધારી મેં તેનો સીંહાર કર્યો.

**અભયસીંહ**—વાહ બેટા બહુ સારૂં કર્યું પણ લલીતા મર્ણ પામી હતી ને.

**સુર્યસીંહ**—તેના પતીના દોસ્તદારે કપટથી એવા માઠા સમાચાર આપ્યા હતા પછી લલીતાને પંજનમાંથી છોડાવી તેને ઘેર તેડી ગયો જીવરાજ શેઠને પહેલાં તો પીછાન પડી નહીં પણ ધીમે ધીમે સમજાવી એક બીજાને ભેટાડયાં વળી લલીતાના શીયળની ખાતર આપણા ગામના પંથીરામ ગોરે પોતાની વાહાલી દેહ અરપણ કીધી.

**અભયસીંહ**—શું હજી પૃથ્વી ઉપર શુરવીરપણાનો અંશ રહયો છે કે કેમ.

**સુર્યસીંહ**—નહીં તો કેમ ચાલે જીવરાજ શેઠને ઘરે અનુક્રમે નાગરીકજનો લલીતાને મળવા આવવા મંડયા તેની સાથે જે ગોર પરોપકારી કામ માટે સ્વર્ગે સીધાવ્યો તેની વહુ તથા બે છોકરા આવ્યા પોતાના પતીનું મરણ સાંભળી તે ઘણી નારાજ થઈ પણ પાછળથી ખબર પડી કે લલીતાનું શીઅળ સાચવવા ખાતર મરણ પામેલ છે તેથી ઘણી ખુશીની સાથે બળી મરવા તૈયાર થઇ પોતાના પતીએ આ કામ કર્યું તે ઘણું સારૂં કર્યું છે એમ વીવેચન કરી બતાવ્યું.

**અભયસીંહ**—રંગ છે તે વીર માતાને.

**સુર્યસીંહ**—પીતાશ્રી તેના બે પુત્રોએ પણ તે બાબતનું સારૂં ભાશણ કરી પોતાની માતુશ્રીને બળી મરવા માટે ચેતવણી આપી.

**અભયસીંહ**—તે વીર માતાએ અગ્ની સંસકાર ન કર્યો હોતે તો સારૂ કેમકે બે નીર્દોશ પુત્રો માત પીતા વિના દુખી થશે.

**સુર્યસીંહ**—આપના મત પ્રમાણેજ મારો વિચાર થયો તેથી શાસ્ત્ર આધારથી તેને સતી થતા અટકાવી.

**અભયસીંહ**—વાહ પ્યારા પુત્ર તેં ઘણું સારૂં કામ કર્યું પણ તે સર્વેને બોલાવી મારે હીંદુઓની ખોટી રૂઢીનું તાડન કરવા ભાશણ કરવું છે.

**સુર્યસીંહ**—લલીતાએજ તે બાબત વીવેચન કરવા સારી ઉત્કંઠા બતાવી કહ્યું કે રાજ્ય દરબારમાં કાલે મારે આવવું છે તેની સાથે તેના સર્વ સંબંધી તથા નાગરીકજનોને આવવાની દુવાઈ ફેરવી છે.

**ચોપદાર**—માહારાજા સર્વ નાગરીક સુજ્ઞજનો સલામે આવે છે.

**અભયસીંહ**—ખુશીથી આવવા દ્યો.

( સર્વ નાગરીકજનો સલામ કરી બેસે છે )

**અભયસીંહ**—જીવરાજ શેઠ ગયેલું રત્ન રૂપી બાળા પાછું હાથ આવ્યું તેથી તમારા સુખમાં કાંઈ ખામી ન રહી.

**જીવરાજ**—હા મહારાજ સાહેબ અંધને ચક્ષુ આવ્યા.

**લલીતા**—સુર્યસીંહ પ્રત્યે મહારાજાધીરાજ કુમાર શ્રી આપે પીતા શ્રીને ગઈ કાલની વાતથી વીદીત કર્યા હશે.

**અભયસીંહ**—હા બેન સુર્યસીંહે તે બાબત વર્ણન કર્યું છે માટે હવે તારી જે ઉત્કંઠા હોય તે જણાવ.

**લલીતા**— સહીઅર દુખ શું દાખવું

આર્ય સુણો અબળા વીનતી, હીંદુ જુલમ અપાર;
બુરી ગતી થાય અમ તણી, કોપ્યો દીન દયાળ. આર્ય.
શ્રેષ્ટ પદવીને ધરવીને, આપ અતીશે દુખ;
જુલમ ગુજારે અતી ઘણો, હીંદૂ જ્ઞાતી પ્રમુખ. આર્ય.
નામીચું કુળ જોઇને, જંપલાવે છે બાળ;
વીચારે નહીં તલ માત્ર તો, આણે બાળાનો કાળ. આર્ય.
કન્યા વીક્રય થાય બહુ, દસ વરસની બાળ;
સાઠ વરસના પતી થકી, પરણાવે છે ચંડાળ. આર્ય.
જુલમ થાએ બહુ હીંદમાં, દુખ કહ્યું ના જાય;
સોળ વરસની સુંદરી, આઠ વરસનો નાવ. આર્ય.
ખોટી રીતીને અનુસરી, વીચારે નહીં લેશ,
પૈસા સારૂ સરવે પુત્રીને કાઢે દેશ પરદેશ. આર્ય,
અગાઉ આપણાં પુર્વજે, કેવી રાખેલી રીત;

તેનો અંશ નથી આણતા, થયાછો ભયભીત. આર્ય.
મહંત રૂશીના મત થકી, કેવા સ્વમ્બર ચાલ;
તે મુજબ નથી ચાલતા, રખડાવોછો બાળ. આર્ય.
પુનઃલગ્નની રીતનું, કર્યું તમે છેદન;
હાથે કરી હળવા થયા, જુઓ વીચાની મન. આર્ય.
પુત્રી બેન વેચી કરી, પરણે ભ્રાતને તાત;
હાય પ્રભુ આતે શી ગતી, આતે શો ઉતપાત. આર્ય.
આવો અન્યાય અવની ઉપરે, રૂદય ફાટી તો જાય;
ધીક્કાર કરૂં અરે કેટલો, દુખથી લાગે છે લાય. આર્ય.
આર્ય ભુમીની આ શી દશા, આવાં કૃત્ય તો થાય;
તેનું છેદન વીરલા કરો, બોલાવો અમ લાય. આર્ય.
બાળ હીતેચ્છુ કામમાં, બનો તમે શુરવીર;
એટલી અર્જ છે અમ તણી, સહાય કરે રઘુવીર. આર્ય.

**પ્રભાવતી**—ઉપર આ લલીતા બાઓ અબળાઓના ઉપર કેવા જુલમ શાથી ગુજરે છે તે કહી બતાવ્યું અને લલીતા દુર દશાને પામી તે આર્યજનોની ખોટી રૂઢીજ પણ તેનો પ્રાણ પતી તથા તેનો મીત્ર છળદાસના બુરા હવાલ થવાનું કારણ વ્યભીચારજ માટે તે બાબત જરા જુજ ગાયન કરૂંછું તે શ્રવણ કરશો.

રાગ.

જારીની ખુવારી ભારી, નજરે નીહાળી લાવો જ્ઞાન;
બહુ દુખકારી, ભયભીત હારી, સુખ હરનારી લાવો ધ્યાન.
કર્ણી તેવી પાર ઉતરણી, ધર્ણીમાં થાએ નીરવાણ;
સંપ થકી સુખ જંપ મળે, તે જાણે છે સર્વે ગુણવાન.

આર્ય સુખ તો વરો. પાપ પરી હરો;
સન્મતી કરો, સત્ય આચરો.
પુન્યમાં પળો, જ્ઞાનમાં ગળો;
ધર્મ આદરો, ભવ નીધી તરો.

પાપ તણા પરીતાપ નીવારી, તાપ વીદારી દયો નીદાન;
ધર્મ ધુરંધર નાથ નીરંજન, ભવ દુખ ભંજન છે ભગવાન.

**અભયસીંહ**—મારી વહાલી પ્રજા ઉપરનો સાર ટુંકામાં સમજી લઇ તે ગ્રહણ કરશો એવી નીરંતર સૃષ્ટી કર્તા પાસે માં-

ગણી કરૂં છું.

**નાગરીક જનો**—તમારી ઇચ્છા સંપુર્ણ થાઓ.

**અભયસીંહ**—આ લલીતાબાની ઉપરે પંથીરામ ગોરે બહુ લાયકી બતાવી પોતાનું નામ અમર રાખ્યું પણ તેના પુત્રો પાછળ સુખી થાય એવો ઉપાય યોજવો જોઇએ.

**સુર્યસીંહ**—મોટો પુત્ર મથુરો બહુ ચતુર છે તો પીતાશ્રી તેને મારો પ્રધાન કરવા ઇચ્છા છે કેમ મથુરાભાઇ ઠીક કે નહી.

**મથુર**—જેવી મહારાજા સાહેબની ખુશી.

**અભયસીંહ**—વખત ઘણો થઇ ગયો છે માટે કચેરી બરખાસ્ત કરો.

**ચોપદાર**—સર્વ ગુણ સંપન્ન વંવેક ભંડાર ગૈબ્રાહ્મણ પ્રતીપાળ અભયસીંહ માહારાજ સાહેબની કચેરી બરખાસ્ત.

( સર્વ જાય છે. )

**સર્વ પાત્રો**— રાગ કલ્યાણ.

શ્રી જાનકી પતી, કરી પુર્ણતો કતી;
તમ તણી હો પ્યારા પ્રભુ, ન્યારી છે ગતી.
ભારથ ભુમી જય કરવાને, સતી તણો ચીતાર;
સ્વદેશીનું હીત ચાહીને, કરો જય કીરતાર. શ્રી.
લલીતાએ અવની ઉપર, શીયળ સાચવ્યું સત્ય;
તેનો આ દેખાવજ આપ્યો, ધારી મારૂં કૃત્ય. શ્રી.
વ્યભીચારના બુરા ફંદથી, નંદ થયો ખુવાર;
પ્રીયવંદા જે પુરણ પાપી. ફળ પામી નીરધાર. શ્રી.
પંથીરામે પ્રાણ પોતાનો આપ્યો સતીને કાજ;
એવા વીરલા આજ ન ભાળુ, સુણજો સહુ સમાજ. શ્રી.
સ્ત્રી ધર્મ ઉપદેશક માટે. આપ્યો આ ચીતાર;
ભગવાન કહે છે ભાવ ધરીને, તારો વીશ્વાધાર.

**બુ. ભગવાનદાસ દેવશીભાઇ**
**તથા શા. ભગવાન વલભ.**
ગ્રન્થકર્તા.



